# ધૂમ્રશિખા

શ્રીમતી સીતાદેવી પ્રણીત નવલિકાઓ ઉપરથી

રચનાર

રમણીકલાલ જયચંદભાઈ દલાલ

પ્રકાશક

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રોડ : અમદાવાદ

મૂલ્ય સવા રૂપિયો

# નિવેદન

સાહિત્ય પ્રવેશ પછી તુરત જ એટલે ઇસ્વી સન ૧૯૨૨ના અરસામાં Modern Review જોયું: જોતાં જ એ નિયમિત વાંચવાનો શોખ લાગ્યો ને તેમાં ય ખાસ કરી કવિવર રવીંદ્રનાથ ટાગોરનાં એકાંકી નાટકો કે નવલિકાઓ. ધીમે ધીમે શ્રીમતી સીતાદેવીની નવલિકાઓ નજરે પડી ને ગમી ગઇ, પણ સાહિત્યમાં જે કાંઇ સુંદર લાગે એ ગુજરાતી જનતાને ચરણે ધરવું એ કર્તવ્ય ને એ જ નિશ્ચય. તે જ સાલની ગ્રીષ્મમાં ડુમસના દરિયા કિનારે એ નિશ્ચયનો અમલ થયો.

જાણીતા પત્રકાર શ્રીયુત રામાનંદ ચેટરજીનાં પુત્રી એ શ્રીમતી સીતાદેવી. એમનું પત્ર Modern Review હિંદનાં પત્રમાં અગ્રસ્થાને વિરાજે છે. સંસ્કૃત શાસ્ત્રીઓ ને પુરોહિતોનું એ કુટુંબ. શ્રીયુત રામાનંદ ને તેમના ભાઇઓએ અંગ્રેજી અભ્યાસ કર્યો ને પ્રણાલિકાભંગ જીવનમાં ઉતાર્યો. રામાનંદ બાબુએ જાતે

ચાલીસ વર્ષ પહેલાં જનોઇનો ત્યાગ કરી બ્રહ્મોસમાજમાં પ્રવેશ કરેલો. ઘણાં વર્ષો સુધી એ વિદ્યાપીઠના અધ્યાપક હતા. અડગ સિદ્ધાંતવાદી હોઇ એમની ધીરજ ગજબ છે. એમનું સમસ્ત જીવન સંગ્રામમાં જ વ્યતીત થયું છે. ઝંઝાવાતને પણ એ કદી નમ્યા નથી.

છતાં આ વાર્તાસંગ્રહ વાંચનાર અજબ થશે: એમાં રાજનીતિની જરા ય છાંટ નથી. હિંદુ સામાજિક જીવનના ઉંડાણમાં ઉતરવાનો આ એક પ્રયત્ન છે. શ્રીયુત રામાનંદને સદ્‌ગત રામમોહનરાય માટે ઘણું જ માન છે ને તેમની પેઠે સ્ત્રીઓના પ્રશ્નને એમણે પણ અપનાવી લીધો છે. સમાજના સીતમો સામે માથું ઉંચકવાની એક પણ તક એમણે જવા દીધી નથી. પોતાના એ અડગ સિદ્ધાંતોનો અમલ પ્રથમ એમણે પોતાના કુટુંબમાં જ કર્યો પુત્રીઓને પ્રાથમિક ને માધ્યમિક નહિ પણ વિદ્યાપીઠનું ઉંચુ શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી. શરૂઆતથી જ એ પિતાએ તેમને સંપૂર્ણ માનસિક સ્વતંત્રતા અર્પી: એમના વાચન પર કદીએ કાપ મૂકયો નહિ. શ્રીમતી સીતાદેવી તેમ જ શ્રીમતી શાંતાદેવી એ બંને બહેનો સાથે જ બી. એ. થઈ. ત્યાર બાદ બંને બહેનોએ સાથે જ સાહિત્ય ક્ષેત્રમાં ઝંપલાવ્યું. સુંદર નવલિકાઓ ઉપરાંત ઉચ્ચ કોટીની નવલકથાઓ પણ એમણે લખી છે.

આ પ્રમાણે બંને બહેનો વિશાળ સંસ્કૃતિ ધરાવે છે ને વિચાર સ્વાતંત્ર્યના શૃંખલા વિહોણા જીવનમાંથી એમનાં લખાણો સ્ફુરે છે. હિંદુ સમાજનો એમણે ઉંડો અભ્યાસ કર્યો છે. આ વાર્તાઓની પાછળ પણ એમનો વિશાળ અનુભવ જ આલેખાયલો છે. શ્રીમતી સીતાદેવીની વાર્તાઓમાં રમતિયાળ અસૂયાની છાંટ છે. રોજના જીવન સંગ્રામે એમની ભાવનાઓને હચમચાવી મૂકી છે. સમાજ પર અસરકારક ટીકા સમાજની અંગભૂત વ્યક્તિઓ જ કરી શકે: તેમાં ય સ્ત્રીઓની વાતો સ્ત્રીઓની પાસેથી જ સારી સમજાય. હિંદુઓ જુએ

છે ને અનુભવે છે એવું હિંદુ જીવન આ વાર્તાઓથી પરખાશે ને સ્ત્રી પુરુષના સનાતન સંબંધની પુનર્ઘટનાનું સૂચન થશે.

હિંદુ સંસારમાં અનેક સીતમો વર્તી રહેલા છે ને એ ત્રાસ નીચે અનેક ઉન્નત ભાવનાઓ ધુંધવાય છે. એના વિરોધનો અગ્નિ હજી પ્રગટ્યો નથી એટલે આ કલ્પના ચિત્રો જ્વાલાનાં નથીઃ હજી તો માત્ર ધૂમ્રશિખા જ છે. નજીકના ભવિષ્યમાં જ્વાલાનાં દર્શન ચોક્કસ છે પરંતુ ત્યાં સુધી તો આ સંગ્રહને 'ધૂમ્રશિખા' નામ જ ઘટે છે.

મારા છેલ્લા પ્રકાશન 'પુષ્પાંજલિ'ની પેઠે આ વાર્તાઓમાં પણ મૂળ વસ્તુ કાયમ રાખી છે. પાત્રોનાં નામો ગુજરાતી ને ધામો પરિચિત યોજી ગુજરાતી વાતાવરણ અનુકૂળ બનાવવાનો આ બીજો પ્રયાસ છે.

પરંતુ 'પુષ્પાંજલિ'ની વાર્તાઓ ને આ વાર્તાઓમાં એક ફેર છે. બંકિમ બાબુની મૂળ વાર્તાઓ બંગાળીમાં લખાયલી. એને મી. એંડરસને અંગ્રેજીમાં મૂકી ને તે પરથી મેં ગુજરાતીમાં ઉતારી. આ વાર્તા સંગ્રહની વાર્તાઓ બંગાળીમાં ને અંગ્રેજીમાં શ્રીમતી સીતાદેવીએ પોતે જ લખેલી છે ને મૂળ લેખકના લખાણ ઉપરથી જ મેં ગુજરાતીમાં તૈયાર કરી છે એટલે ગયા સંગ્રહના ઉપોદ્‌ઘાતમાં શ્રીયુત રામનારાયણ પાઠકે રજુ કરેલી શંકા આ સંગ્રહ વાંચતાં વાચકને આછેરી થઈ ગયેલી જણાશે જ. આ પ્રયાસમાં કેટલે અંશે આગળ વધાયું છે તે વાચક વર્ગ નક્કી કરી આ વાર્તા સંગ્રહને વધાવી લેશે એવી અભિલાષા છે.

પચાસ પંચાવન ટકા કમીશન માગનાર બુકસેલરોને 'પુષ્પાંજલિ'નું એક રૂપિયો મૂલ્ય ને દશ આનાના પડતર ભાવે તેમને મળે એ યોજના પણ ન પરવડીઃ જ્યારે સામાન્ય જનતાને એક રૂપિયો મૂલ્ય વધારે પડે ને પડ્યું જ. આ પરિસ્થિતિમાં એ ગજબ કોયડો ઉકેલવા શું કરવું એ વિચારે હું અકળાયો હતો; એવામાં ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયના માલિક ભાઈ શંભુલાલ શાહે એ

પ્રકાશન ઉપાડી લઇ મારો માર્ગ સરલ કરી આપ્યો. ભાઇ શંભુલાલનો ઉત્સાહ છે એટલે આ નવા સાહસમાં અમને અવશ્ય સફળતા મળશે જ ને પ્રભુ કૃપા હશે તો બીજા વાર્તા સંગ્રહો પણ અમે ટુંક સમયમાં સાહિત્ય રસિક જનતા આગળ રજુ કરીશું જ.

અંતે આ ગ્રંથની અનિવાર્ય ઉણપોને અપનાવી સાહિત્ય જનતા આ સંગ્રહને વધાવી લેશે એવી આશા રાખું છું.

વસંત ભુવન : સર ચિનુભાઇ રોડ,
ખાડિયા : અમદાવાદ
રમણીકલાલ જયચંદભાઈ દલાલ

સાહિત્ય સેવામાં પ્રેરનાર

ડૉકટર વરજીવનદાસ દામોદરદાસ મરચંટને

# અનુક્રમણિકા





૧

"બચુ!–ઓ બચુ! માલિની છે કે? જરા બોલાવ તો."
બચુ મને બોલાવે ત્યાર પહેલાં જ બોલાવનારની ખબર કાઢવા હું ઉઠી. કામકાજથી પરવારી હું સહેજ બેઠી હતી. પડી પડી એક નવલકથા ઉથલાવી સમય ગાળવા મથતી હતી પરંતુ એ નવલકથા મારી મનોદશાને અનુકુળ થઇ શકી નહોતી. નાયક ને નાયિકાનું શું થયું એ સત્વર જાણવા હું મરી રહી હતી ત્યારે ગ્રંથકાર એમનાં હ્રદયપીંજણુ જ પીંજી રહ્યો હતો. એની સ્વભાવચિકિત્સાથી હું અકળાઇ ગઈ હતી. કંટાળી નવલકથાને ફેંકી દેવાની અણી પર હતી ત્યાં બચુ આવ્યો. "બહેન! સુશીલા કાકી બોલાવે છે."

હુ બહાર દોડી. બા પણ એમના ખંડમાંથી બહાર આવી પૂછવા લાગ્યાં, "સુશીલાને વળી તારૂં શું કામ પડ્યું?–આવો, સુશીલા બહેન!

સુશીલા કાકી અમારી પાસે આવ્યાં. પ્રૌઢા ને વિધવા હોવાથી જ બધાં એમને કાકી કહેતાં. વધતી વયે પણ એમની તંદુરસ્તી તો ખીલતી જ જતી. ચવાતા પાનમાં તમાકુની જરા ચપટી ભભરાવી લહેરમાં જ તે બોલ્યાં, "હું તો માલિનીને સહેજ બોલાવવા આવી હતી. મારી નણંદે કહ્યું કે કંચનના વાળ ઓળવા માલિનીને બોલાવી લાવ; એના જેવો સુંદર અંબોડો લેતાં કોઈને ય નથી આવડતું. જાણો છો ને? સુંદર બહેન! પેલા લોકો આજે મારી કંચનને જોવા આવવાના છે: છેક સુરતથી. મોટા લોકોની વાતો ય કેવી? સુંદર કન્યાની શોધમાં તેઓ ગામે ગામ ફરે છે. તેમને પૈસાની તો પરવા જ નથી. મોટા જમીનદાર છે. બે ભાઈઓ છે તેમાં મોટાને પરી જેવી કન્યા જોઈએ છે. કંચન પસંદ પડે તો આપણાં નસીબ જ ખુલી જાય. માલિની! બહેન! જરા જલદી આવજે હોં! બહુ વખત નથી ને મારે કામનો પાર નથી. હજી તો કેટલું ય કરવાનું છે." આમ બોલતાં બોલતાં જ તે રવાના થઈ ગયાં.

મારી બા તો આ સંભાષણ સાંભળી આભાં જ બની ગયાં. સુશીલા બહેન નજર બહાર ગયાં કે તે તડૂક્યાં, 'ઓ હો હો!!! સારું ચાલો તો રાં નું માથું જ ભાગી નાખું. એની જીભ પણ શાની ઘડી છે? આખો દિવસ બોલ બોલ બોલ બોલ. જરા થાકની યે નથી. એની છોકરીની વેણી ગુંથવા વળી મારી છોકરી શું કરવા જાય? જાણે બીજાને ફુટડી કન્યા હોઈ જ ન શકે. મારી માલિની રહી જરા કદરૂપી એટલે જે હોય તે તેનું અપમાન કરે. અલિ માલિની! તને ય જરા સ્વમાન નથી? કોઈએ જરા બોલાવ્યાં કે આ ચાલ્યાં. શરમ નથી આવતી? પોતાના વિવાહનું તો ઠેકાણું પડતું નથી ને બીજીઓને શણગારવા દોડયાં?"

"બહુ થયું હવે," બાજુના ખંડમાંથી માલિનીના પિતાનો અવાજ આવ્યો, "નકામી ટકટક શી? જાહેરાત કરવાની શી જરૂર?

જેટલું લોકો જાણે છે તેટલું ઓછું છે ? માલિનિ ! જા. નાહક કોઇને ખોટું લગાડવાની જરૂર નથી."

લુગડાં બદલી હું ઉપડી. સુશીલા કાકીએ મને બોલાવી ત્યારે કેટલું સારૂં લાગ્યું હતું ? પ્રાવિણ્ય પ્રકાશમાં આણવાની જીજ્ઞાસા થોડા જ દાબી શકે છે. વળી કંચન લાવણ્યમયી હતી. એને શૃંગારતાં મને અજબ આનંદ આવતો. સૃષ્ટાની સહકારી હોઉં એમ ઘડીભર મને લાગતું. એના સૌન્દર્યની રમણીયતા હું વધારતી. મારા જેવી કદરૂપીને શણગારવાનું કોઈને કહ્યું હોય તો તેને ક્રોધ ચઢે ને અપમાન પણ લાગે. નાનપણમાં મારા કાજે બે બંગડી આણવા મારી બાએ મારા પિતાજીને વિનવેલા ત્યારે મારી દાદીમા બોલેલાં, "આને વળી સોને મઢવી છે ? એ તો તમને બેડીઓ પહેરાવશે બેડીઓ !"

મેં ઘણાં ય કદરૂપાં મનુષ્યો જોયાં છે પરંતુ મારા જેવું ત્રાસજનક પ્રાણી તો કોઈ હશે જ નહિ. સાક્ષાત શાપ સરૂપ અવતર્યો ન હોય એમ લાગતું. લોકો મારા સામું જોઈ પણ કેમ શકતા હશે એ મારાથી કળાતું નહિ. હું કેવી લાગું છું એ જોવા મને નાનપણમાં એક વાર મન થયેલું. એક મોટા અરીસામાં મેં નજર કરેલી: ત્યારબાદ ફરીથી એમ કરવા હિંમત જ કરી શકી નથી."

હિંદુ માબાપોને મારા જેવી પુત્રી કેવી સાલે એ તો અનુભવી જ જાણે. મને અરાઢ વર્ષ થયાં હતાં. મારા લગ્નની ગપ પણ ઊડતી નહોતી. મારાં વડીલો તો મને ચૌદ વર્ષની મનાવવા આકાશ પાતાળ એક કરતાં. પરંતુ લોકો કંઇ રોજ રોજ છેતરાય ? વળી મારો નાનો ભાઇ હવે મેટ્રિકમાં બેસનાર હતો. એ પરીક્ષા માટે સોળ વર્ષ પૂરાં કરવાં જ પડે; મારા મોટા ભાઇ તરીકે એને ઠોકી બેસાડાય એમ પણ નહોતું એટલે મને ચૌદ વર્ષ થયાં છે એ વાત પૂરવાર કરવી કઠીન થઈ પડતી. આવી આવી અનેક ગુંચવણોથી મારાં વડીલોનો મિજાજ હાથ રહેતો નહિ એટલે છેવટે એની મુશળધાર

તો મારા એકલીના ઉપર જ વરસતી. મારી બા પણ મને માયાથી બોલાવતી નહિ. મારા પિતાજીએ તો મારી સાથે બોલવું જ સમૂળગું બંધ કર્યું હતું.

કંચનનું ઘર નજીક જ હતું પરંતુ વડિલોની ટપાટપથી મારો ઉત્સાહ ક્યાંય ઉડી ગયો હતો. મારા દીલમાં તેલ રેડાઈ રહ્યું હતું અન્ય ગુણો સ્ત્રીઓમાં હોય કે ન હોય પરંતુ સૌંદર્ય એ જ એની એકપૂરી મૂડી. એમનામાં ગુણોની કીંમત જોઇએ તેટલી નહોતી અંકાતી. એમનું મુખારવિંદ મનોહર હોવું જ જોઇએ. કદરૂપી બાલિકાનો આ સંસારમાં કોઈ ઘડો જ ન કરે. સૌંદર્યની ઉણપ માત્ર લક્ષ્મીથી જ પૂરાય. પરંતુ સૌંદર્યમૂર્તિ લક્ષ્મીદેવીની કૃપા અમારે આંગણે નહોતી અવતરી. મારે લીધે મારાં વડિલોને પણ સમાજમાં નીચું જોવું પડતું. એથી મારા પર તેઓ વધારે ચીઢાતાં. હું પણ એમને શો દોષ દઉં ? એ બિચારાં કેટલુંય મથ્યાં હતાં: હજી પણ મથતાં હતાં પરંતુ લોકોની નજર ચૂકવવી એ કંઈ રમત વાત નહોતી. રેશમી વસ્ત્રો, સુવર્ણાલંકારો, મોતીની માળાઓ, ગુલાબી પાવડરઃ પ્રકાશની એ બધી સોહામણી રચના મને ઉલટી વધારે કદરૂપી બનાવતી. હિંદુ પુત્રીને પરણાવવી જ જોઇએ: પરંતુ કોઈપણ હિંદુ મને પરણવા તૈયાર નહોતો. એ વિકટ કોયડો મારાં વડીલોથી પણ ઉકલે તેમ નહોતો.

કંચનનું આખુંય ઘર વટોળીયે ચઢયું હતું. નાની મોટી તમામ સ્ત્રીઓ ત્યાં આવી ગઇ હતી. વૃદ્ધાઓ ગપ્પાં મારતી; પ્રૌઢાઓ જમણની કડાકુટ કરતી. બાલાઓ કંચનને વીંટળાઇ વળી. એને ચમકતી બનાવવા મથી રહી . એ શ્રીમંત પાટવી કુંવર પર એણે વિજય મેળવવો જ જોઈએ. તેઓ કંચનની માતાના શયનમંદિરમાં બેઠાં હતાં. જમીન પર એક ટાંકણી પણ પડી શકે એટલી જગ્યા બાકી રહી નહોતી. વિશાળ પલંગ પર બનારસી, ચીનાઈ, જર્મન વગેરે વિવિધ પ્રકારની અનેક ફેન્સી સાડીઓ ખડકવામાં આવી હતી.

દરેક જાત, દરેક રંગ, દરેક ડીઝાઈન ત્યાં નજરે પડતાં. ગુલાબી પોલકાં પર કાળી ચન્દ્રમણિની જાળી ગુંથી લેવામાં આવી હતી. બે મખમલના કબજા પણ એ સાડીઓના ગંજમાં ડોકિયાં કરતા. ટેબલ પર જવાહરની ચાર પાંચ પેટીઓ ઉઘાડી પડી હતી. અંદર ગરમાગરમ ચર્ચા ચાલી રહી હતી. વેણી કેમ ગુંથવી એ જ પ્રશ્ન ચર્ચાઈ રહ્યો હતો. કોઇ વાળે વાળ સુવર્ણ દોરીથી ગુંથી દેવા સૂચવતું: કોઇ વાળે વાળે મોતી પરોવવા સલાહ આપતું. કંચન શ્રીમંતની વધૂ થાય એવી મને આશા ન પડી. આ લોકો શણગારે તો તેની અવગણના જ થાય. સુધરેલા જમાનાનો યુવાન એમ હરખાય જ નહિ.

મને આવતી જોઇ વાળ ઓળનાર છોકરી એકદમ ઉભી થઈ ગઈ. "લ્યો ! કારીગર તો હજી હવે આવે છે. આપણે તો બા ! હજી પાશેરામાં પહેલી પૂણી છે. આપણા તે કાંઈ શૉખ કહેવાય ? આપણને કાંઈ શૃંગાર સજવાની ટેવ છે ? ચાલો, આઘાં ખસો. માલિની બહેનને છેલ્લામાં છેલ્લી ઢબ પણ અજાણી હોતી નથી. આવો બહેન ! કન્યા તૈયાર કરવાનું કામ તમારૂં જ. વર અર્વાચીન યુવાન હોવાથી એને અર્વાચીન પદ્ધતિ જ આંજી શકશે.

મારી રીત દરેકને ગમતી પરંતુ એ વાત કબુલ કરવા દરેક જાણ્યું કચવાતું. એટલે ટાપટીપની કુંચીઓથી પોતે અજાણ છે એમ દરેક ડોળ કરતાં. સૌંદર્યને બહલાવવા બાહ્ય કરામતોની એમને જરૂર નહોતી. દરેક છોકરી સુંદર હતી એમ તો ન કહેવાય પરંતુ એનો વિચાર કરવાનો ય મને હક નહોતો. તેથી મહા મહેનતે હું જરાક હસી. કંચન પાસે જઇ મારૂં બનતું કરવા સજ્જ થઇ.

મનોરમ ઢીંગલીશી એ કન્યકા મનોહર તો હતી જ પરંતુ શ્રીમંતના ગૃહિણીપદે વિરાજવાની છટા એનામાં તરવરતી નહિ. તે જરાક બેઠા ઘાટની હતી. કમળનાળ સરિખડી કોમળ હતી છતાં ય ધાટીલી તો હતી જ. એનો શ્યામળો કેશકલાપઃ એની કામણગારી

આંખો: એનું નમણું નાક—એનાં અંગેઅંગ એનું સૌંદર્ય ઓપાવતાં. ઘણી વાર ઘર બહાર રમેલી હોવાથી એની ચામડી સહેજ શ્યામ પડેલી છતાં ય ગામડામાં તો તે સૌંદર્યદેવીશી પૂજાતી તો પણ આગંતુક શ્રીમંત વરના કલ્પનાવિહારને એ પહોંચી વળશે કે કેમ એ વાત શંકાસ્પદ હતી.

એના નાના દેખાતા કપાળ પરથી મેં વાળ જરા ઉંચા ઓળ્યા. તુરત જ મેં ગણગણાટ સાંભળ્યો. "જોયું? હવે કંચન કેવી સુંદર દેખાય છે? કંચનને પોતાના જેવી લાવણ્યમયી કર્યા વિના માલિની જંપશે જ નહિ."

ધરણી માર્ગ દે તો અંદર શમાઇ જવાનું મને મન થયું પણ રોષે ભરાવાનો પણ મને હક નહોતો. મારા કમભાગ્યમાં મહેણાં ને અવગણના તો રોજની લખેલી હતી. ગમે ત્યાં ભાગી જાઉં છતાં ય એનાથી હું છૂટી શકું તેમ નહોતી.

એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના મેં કંચનના વાળ ઓળ્યા. આછા કીરમજી રંગના પોલકા પર મેં સુવર્ણી સાડી પહેરાવી. એના કેશકલાપમાં મારે ગુલાબફૂલ ગુંથવું હતું. એનાં ગુલાબી અધરદ્વય ને પોલકાનાં ગુલાબી ફુલ સાથે એ ઠીક બંધ બેસત પરંતુ એ મને મળ્યું જ નહિ. બધાં યે હીરા માણેક હું ફેંદી વળી પરંતુ ગુલાબી અલંકાર મળે જ નહિ. રાતાં માણેક તો હતાં પરંતુ એ દરેકની સાથે હીરા કે મોતી જડેલાં હોય. હું તો થાકી પણ બીજાં થાકે તેમ ન હતાં એટલે થોડી જ ક્ષણમાં વળી કંચનનું ફરી પરિવર્તન થયું. એના નાનકડા કાનમાં ભારેખમ એરીંગ પહેરાવવામાં આવ્યાં. સુવર્ણ માળાઓ ને ચંદ્રહારોથી એના કંઠને ભરી દેવામાં આવ્યો. કર્કશ નુપૂરઝંકાર કાન ફાડી નાંખવા લાગ્યો. મારૂં કામ કંચનની ફોઇએ ફરલા માંડેલું હોવાથી કોઇથી બોલાય તેમ નહોતું.

વધૂ વસ્ત્ર પરિધાન કરી રહી કે વરરાજાની સ્વારી આવી. દિવાનખાનામાં કોલાહલ મચી રહ્યો. સારો ઘોંઘાટ કર્યા સિવાય શ્રીમંત અતિથિનો સત્કાર થાય જ શી રીતે? માગી આણેલા ચાંદીના ટાટમાં મીઠાઈ મેવા આણવામાં આવ્યા. ચ્હાપાણી માટે બૂમાબૂમ થઇ રહી. કેટલોય કાળ વીત્યા બાદ સૌને કન્યા જોવાની પુરસદ મળી. બિચારી કંચન! ઘરેણાં ને વસ્ત્રોના ભારથી અધમૂઈ થઇ ગઇ હતી. તેમાં વળી લાંબા કાળ સુધી બની ઠની બેસી રહેવું પડયું એટલે અત્યારે મધ્યાહ્નસૂર્યથી વીલાયલા કુસુમ સમોવડી ભાસી. "શં...કેવી એ?" એની માતાથી બોલાઈ જવાયું, "અત્યારે વળી રડવા બેઠી છે. સુજેલી આંખે ને રાતા નાકે રૂપાળી દેખાશે!'—

એક દાસી કંચનને દિવાનખાનામાં લઇ ગઈ. બાળાઓનું વૃન્દ એની પાછળ ખસ્યું. બારણાની ફાટે કે બારીની વાટે એમણે ડોકિયાં કરવાં જ જોઇએ નહિ તો બધા મઝા જ મારી જાય. જોવા જેવી ચીજો નિરાંતે નિહાળવાનો હક તો પુરૂષોનો જ. અમને જોવાનું તો ઘણુંય મન થતું પરંતુ તેમ કરવાનો અમને હક જ નહિ ને! અમારે તો અર્ધ ઉઘાડી બારીમાંથી ચોરી છુપીથી જોઇને જ આનંદ માણવાનો.

એ વિશાલ ખંડમાં કુટુંબનાં માણસો ઉપરાંત બીજાં દશ બાર માણસો પણ હતાં પરંતુ એમાંનો મુખ્ય ભાગ તો વરરાજાની સાથે પધારેલ હતો. "અલિ એ! જાણે છે કે! પેલાં સુરાં ચશ્માં લગાવ્યાં છે તે. હાથે ઘડિયાળ બાંધ્યું છે ને–તે."

મેં પણ એ વ્યક્તિ તરફ નજર નાંખી. એવાને સૌંદર્યમૂર્તિ શોધવાનો હક અવશ્ય હોય જ. શ્રીમંતાઇની એ ધુન નહોતી. લાયક સહચરી શોધવાની એમની અભિલાષા હતી. દેવબાલ સમા એ અનુપમ હતા. બધાથી જરાક એ પાછળ બેઠા હતા. જરાક શરમાતા, એ જ વરરાજા. પેલા એમના ભાઈ. બન્નેમાં ઘણું જ સામ્ય હતું. બન્ને ય આકર્ષક હતા. મોટામાં જરાક વધારે ફીકાશ હતી. કોઇને જન્મવું જ

પડે તો તેણે સુંદર જ જન્મવું. એ સુંદર યુવાનો પરથી દષ્ટિ દૂર કરવાનું ભાગ્યે જ કોઇને મન થતું–ને હું...ઓ પ્રભુ! મને શા માટે સરજાવી?—

એ અતિથિઓ તરફ કદાચ મારૂં લક્ષ્ય વધારે હશે. એકાએક કંચનની મોટી બેનનો ગણગણાટ મારે કાને પડયો: "અલિ! જો તો ખરી, પેલી માલિની! આ નવયુવાનો પર વારી ગઇ જણાય છે. કોઇ તેને દિવાનખાનામાં લઇ જાય તો? કન્યા તરીકે હાજર કરે તો કેવી મઝા આવે?"

શબ્દબાણથી મરાતું હોત તો હું કયારની યે પૂરી થઇ ગઇ હોત. મારે તો મૃત્યુથી યે કપરાં શૂલ સહેવાનાં હતાં. ધીકતા લોહદંડે જાણે મને કોઇ ડામી રહ્યું હતું પરંતુ સરકારના કાયદાઓ આવા ગુનાઓ ધ્યાનમાં નથી લેતા. મનુષ્યને જરા પણ ઇજા થાય તો ઇજા કરનારાના ભોગ મળે; પરંતુ કોઇના હૃદયના ટૂકડે ટુકડા થઇ જાય તો પણ ગુનેગાર આબાદ છટકી જાય.

કન્યા તરીકે મને રજુ કરે તો?–એ પ્રશ્ન જ અસ્થાને હતો. જાણીતો ઘૃણાભર્યો દષ્ટિપાત એ નયનમાં પણ ચમકી રહેત. ગજબ તુચ્છકાર શમાવતાં યે એમના અધરો વક્ર થયા સિવાય ન રહેત. જગતની દરેક વ્યક્તિએ મારો એ જ રીતે સત્કાર કર્યો હતો. આ દેવબાલ પણ એ જ રીતે મારૂં સ્વાગત કરત પરંતુ એ દષ્ટિપાતની કલ્પના પણ મારાથી સાંખી શકાની નહિ. મહા મુશ્કેલીએ હું ત્યાંથી નાસી છૂટી. હું ત્યાંથી વિદાય થઇ પરંતુ મારી ભાળ કાઢવા કે ખબર જાણવા કોઇ નવરૂં નહોતું.

સંધ્યાકાળે શયનખંડમાં હું શય્યાઓ પાથરી રહી હતી. મારી બા આંગણામાં બેઠી બેઠી બચુને ખવરાવવા મથતી હતી. તમામ શક્તિ અજમાવી બાલક વિરોધ દર્શાવી રહ્યું હતું. મરજી વિરૂદ્ધ સુખી થવાની એને ઇચ્છા નહોતી. એવામાં સુશીલા કાકીનાં દર્શન થયાં, "ક્યો

૧૨૯૮૩૨

બહેન! આ તમારા ટાટ!" બારણામાંથી જ તેમણે બૂમ પાડી. એમના અવાજમાં અકળાટ તરવરી રહ્યો હતો.

બચુને મૂકી મારી બાએ થાળીઓ લીધી. "શું થયું? તેમણે સુશીલા બહેનને પ્રશ્ન કર્યો.

"શું થાય?" તેમણે ઉત્તર દીધો, "કંચન ન ગમી! એ નાલાયક ઠરી. ગુજરાતી ઘરમાં એમને તો મડમડી જોઈએ છે. પ્રભુ તોબાહ! એવાં શ્રીમંતોથી! એમની પળશી કરવા પ્રભુ નવરાં ન રાખે. ભાઈ કમાનાર ઉભો છે ત્યાં સુધી આપણે તો ચઢેલા નાકની જરા ય પરવા નથી."

તે ગયાં. એમાં મારે શું ખુશી થવાનું હતું? છતાં ય મને એક પ્રકારનો અસૂયાનંદ થયા વિના રહ્યો નહિ. સૌંદર્ય પણ કંચનને અપમાનથી ઉગારી શક્યું નહિ. કુરૂપા બાલાની ભાવનાઓની એમને દરકાર નહોતી. એની શિક્ષા રૂપે જ વિધિ પ્રત્યક્ષ થયું. મારું વેર વાળનાર દેવાધિદેવને હું અંતરથી નમી રહી.

પરંતુ સુશીલા કાકીનું ગુમાન તો પોષાયું. ટુંક મુદ્દતમાં જ કંચનનું લગ્ન થયું. વરરાજાને જોઈમને પણ હસવું આવ્યું. હું રડી પણ ખરી. બિચારી કંચન! પ્રભુએ એની દયા જાણી કે કેમ એ ન સમજાયું. એ જંગલી જનાવરશા પુરુષને કંચન સોંપવામાં આવી ત્યારે મારું ય દીલ ડંખ્યું. પરંતુ સુશીલા બહેનના ચમકારનો તો પાર જ નહોતો. "એમાં શું? જરા શામળા છે એ જ ને?" લાંબા પહોળા હાથ કરી તે બોલતાં. "પુરૂષોને રૂપની શી જરૂર? એમની ઉંમરે ઘણા તો પહેલી વાર પણ નથી પરણતા. છોકરી વળી નાની કેવી? જોતજોતામાં મારી કંચન મોટી થઇ જશે. પછી જરા ય કજોડું નહિ લાગે. જુઓને! લક્ષ્મીનો કંઇ સુમાર છે? ઘેર તો હાથી બંધાય છે."

વરરાજા શ્રીમંત હતા. બીજી વારનાં લગ્ન હતાં. પરંતુ કંચન તો પેલા યુવાનનું સ્મરણ કરી રહી હશે એમ મને થયું. કંદર્પમૂર્તિનું સ્થાન આ વત્રાસુરે પડાવી લીધું! ઇન્દ્રનું ઇન્દ્રાસન હરાઇ ગયું.

બીજે દિવસે રડતી કકળતી કંચનને વર્યાને વળાવવામાં આવી.

૨

વાળુ કરી પરવારી હું સુવા જતી હતી ત્યાં પિતાજીના કોપાનલે હું જડાઇ જ ગઈ. "બસ! બહુ થયું હવે," એમનો બુલંદ અવાજ મારા કાનની આરપાર નીકળી ગયો, "તારી છોકરી માટે આથી વધારે શાની આશા રાખી શકાય? આટલાથી જ એના ભાગ્યનું પાનું ઉઘડયું છે એમ સમજ."

"મારાં ભાગ્ય તો એવાં જ રહેવાનાં." મારી માતાનો આર્દ્રસુર સંભળાયો, "મારે માટે તો અમૃત પણ ઝેર બની જાય છે. આવા જમાઇને શું કરે? ઓ પ્રભુ! આવાં કમનસીબ!—"

"એવી ને એવી જ રહી," પિતાજી ઠપકો આપતા જણાયા, "એમ કહે ને એવો ય જમાઇ મળે છે? એવા રૂપ રૂપના અંબાર સારૂ વર મેળવવા કેટલાય જન્મ લેવા પડે."

છેલ્લાં વેણ હું બરાબર સમજી શકી. છેલ્લાં છ વર્ષથી એ વચનો સાંભળવાનો મને અભ્યાસ જ પડી ગયો હતો. પરંતુ એમની વાટાઘાટનો મર્મ ન સમજાયો. મારી મા પર વળી કયું આભ તૂટી પડવાનું હતું? વળી જમાઈ કોણ? આવું આક્રંદ શાને?—મારી વિચારસરણી આગળ વધે ત્યાર પહેલાં તો સર્વત્ર નિરવતા પથરાઈ. બીજે સવારે મને ખબર પડી કે મારૂં ચોકઠું ગોઠવાયું હતું. તુરત જ મંડપમુહૂર્ત કરી લગ્ન પતાવી દેવાનું હતું. કન્યાકાળનો તો પ્રશ્ન જ નહોતો. લગ્ન કરી નાંખવા બન્ને ય પક્ષને સરખી જ તાલાવેલી લાગેલી હતી.

પણ એ વર કોણ ? મને તો ખબર જ શાની પડે ? મને જોયા વિના પરણવા તત્પર થાય એવી વિરલ દયામૂર્તિ હું કલ્પી પણ શકતી નહોતી. હિંદુ કન્યા વરના વિચાર કરે એ પણ અસભ્યતા મનાય ! ગોર આવે. સંસ્કૃતમાં ગોટા વાળે. કન્યાને એ સમજવાનું જ નહિ. એમણે તો તદ્દન અજાણ્યાને વિધિ નિર્મિત દેવ તરીકે વધાવી લેવાના: હૃદયનાથ ગણી પૂજવાના. લગ્ન પહેલાં જો કોઇ પણ કન્યા ભાવિ સ્વામીનાથ માટે જરા પણ આતૂરતા દર્શાવે તો તે બેશરમ જ લેખાય: પાશ્ચાત્ય વિચારની, સુધરેલી, કુલિન હિંદુની પત્ની થવાને બીલકુલ નાલાયક ગણાઇ તરછોડાય. આમ છતાં ય મને તો એમની જ લગની લાગી. એવા મહા પુરુષ કોણ હશે ? કેવા હશે ? જેમ જેમ હું વધારે આતૂર થતી ગઈ તેમ તેમ મને અંધારામાં રાખવાની વેતરણો થવા લાગી. કવખતે કહી દેવાથી મારા પિતાને પહેલાં અનેક વાર સહન કરવું પડયું હતું તેથી આ વેળા મારી એ અંગત વાત મને પણ જણાવવાની મનાઈ કરવામાં આવી હતી. કંકોત્રીઓ છપાવવામાં આવી પરંતુ એ પિતાજીના પટારામાં પડી; તાળે જડાઇ.

હું આશા નિરાશાના ઝુલે ઝુલી રહી. મારી માતાએ એમને સુવર્ણચન્દ્ર કહ્યા હતા એટલે હું એમને અકલંકિત યુવાન કલ્પતી. બીજી જ ક્ષણે ભયંકર કમનસીબીની એમને લગતી વાતો મને ભડકાવતી: પ્રલયપુરશી ધસી આવી મારા ઉર્મિતરંગો નિર્મૂલ કરતી. રાત્રિ દિવસ વિધ વિધ જુથોમાં શ્યામ ગુલાબી શમણાં મારા દૃષ્ટિપથે તરવરતાં. ઉલ્લાસમાં ને ઉલ્લાસમાં હું કોઇ વાર ભાનભૂલી થઇ જતાં: કોઇ વાર મૃત્યુદંડના સ્પર્શથી મારૂં હૈયું ઠંડુંગાર બની જતું.

મંડપમુહૂર્ત પછી હું પુતળીની માફક બેસી રહી. મારે હવે કશું ય કામ કરવાનું નહોતું. ગામની બાલાઓ ને પ્રમદાઓ મારે ઘેર ટોળે વળતી; વરરાજાની વાત જાણવાની જીજ્ઞાસા સંયમમાં રાખવી એમને આકરી થઈ પડી હતી. એમની જ્ઞાનપિપાસા છીપાવવાનું કાર્ય પણ

કઠીન હતું. સદ્‌ભાગ્યે વાક્‌પ્રહારોથી તો તે દિવસે હું અલિપ્ત રહી. ભૂલે ચૂકે હું કાંઈ બકી જતી હોય આ વેળા તો એનો સદુપયોગ જ થતે.

એકાએક બહાર કોલાહલ થયો. બધાં ય બૂમો પાડતાં બહાર દોડયાં. "લ્યો ! આ વસન આવ્યું." વિવિધ વસ્ત્રાલંકારથી સજ્જ થયેલું એક ટોળું અમારા આંગણામાં દાખલ થયું. બહાર જઇ એમને જોવાની મને પણ તીવ્ર ઇચ્છા થઇ. પરંતુ કન્યાથી કશું થાય જ નહિ.

મારી સખીઓ પર અજાયબીનું એક ભયંકર મોજું ફરી વળ્યું હોય એમ મને લાગ્યું. એકાએક અજબ શાન્તિ પથરાઈ ગઇ. એવો તે ભેદી ઝંઝાવાત શો હશે ?

એટલામાં તરંગિણી દોડતી આવી. "અલિ માલિનિ ! તારૂં નસીબ ખીલ્યું હોં ! પેલો સુરતનો સહેલાણી અમારી કુબ્જાને પરણવા આવનાર છે. ઓય રે મા ! આ તે મનાય પણ કેવી રીતે ? અલિ ! તું તો હવે મોટી મહારાણી બનવાની. કંચન સાવ કદરૂપી હતી એટલે જ એ વરરાજાએ તેને ઉથાપી હતી. ખરે જ ! આ ભેદી સંસારમાં કશું જ અશકય નથી" એમ કહી તે પાછી બહાર દોડી.

ગિરિરાજશાં ઉન્નત તરંગો મને ઢાંકી દેતાં જણાયાં. "શું એ જ મારા વર ? ઓ પ્રભુ ! તેં મને ચન્દ્રબિમ્બે કલંક થવા સરજી છે ? હું જાગું છું કે સ્વપ્ન જોઉં છું એ પણ મને ન કળાયું. હું ગાંડી તો નહોતી બની ગઇ ને ? જ્યોતિ ને અન્ધકારનો સંયોગ સંભવે ?

મારી બા સાથે બહાર કોઇ વાત કરતું હતું. "પણ બાઈ સાહેબ ! અમારાં શેઠાણી કેવાં છે તે તો અમને જોવા દો."

"એમાં વળી જોવાનું શું ?" ઉપકારદર્શક અવાજે મારી માતાએ વાત ઉડાવી," વળી આજથી એ તમારાં જ થયાં છે ને ? એમને અત્યારે જરા ઠીક નથી એટલે સહેજ આડાં થયાં છે. એમના માથાનો દુઃખાવો આદાશીશાને પણ ટક્કર મારે તેવો છે.

"શું કહો છો?" પેલી બાઈ પર વિજળી પડી હોય એમ લાગ્યું, "એવું ના બોલશો બા! મારાં શેઠાણીને ખમ્મા કરે રણછોડરાય. આવા માંગલિક પ્રસંગે એમનું માથું શું કામ દુઃખે? છો આરામ કરતાં."

મારી કલ્પનાશક્તિને મેં ઘણીયે કસી જોઇ. આદાશીશી તો શું? પણ સામાન્ય માથું પણ કેમ દુઃખતું હશે?—એની મને ખબર નહોતી. કદાચ મારી બાને મુંઝવણમાં અન્ય માર્ગ જ નહિ સુઝયો હોય! ધર્મક્રિયાથી અમારી ગ્રંથી અમર થાય ત્યાં સુધી ભાવિ સાસરિયાંને મારા જેવી નવોઢાનાં દર્શન કરાવવાં એ કાંઇ સહેલી વાત હતી?"

આખો દિવસ ધમાલ મચી રહી. કોઈ આવતું તો કોઇ જતું. જમણનો તો અંત જ આવતો નહિ. તરંગિણી આવી. વસન ગોઠવ્યું હતું એ ખંડમાં મને ખેંચી ગઇ. હવે તો હું અજાયબીથી પર બની ગઇ હતી. પહેલી જ અલૌકિકતા મને મૂઢ બનાવી દેવા બસ હતી. અત્યારે તો હું શુન્યમનસ્ક બની ગયેલી હતી. મને નિર્જીવ લાકડા જેવી ઉભેલી જોઈ તે ચીઢાઈ, "આપને તો આની કાંઇ વિસાત જ નથી. વાહ રે મારાં શેઠાણી! આપને માટે તો આ સર્વ ધૂળ બરાબર છે—નહિ?"

કોઇનું સદ્ભાગ્ય બીજા કેમ નહિ સાંખી શકતાં હોય? બીજાનું દુઃખ જોઇ આ જ છોકરી રડી રડીને જીવ કાઢે એવી હતી પરંતુ મારા ભાગ્યનો જરાશો ચમકાર જોઈ તે અત્યારે કાળી નાગણશી ડંખ દઇ રહી હતી. જાણે હું એનું ભાગ્ય હરી ન લેતી હોઉં એમ એને થઇ જતું.

એના વચને મારાથી બોલ્યા વિના ન રહેવાયું. "ના રે બહેના હું તો તદ્દન નાલાયક. આવું બધું તો તને શોભે. આવ, તને પહેરાવું."

"જો ને બોલે છે તે?"—કોપથી સળગતી તરંગિણી અલોપ થઈ ગઇ.

ખરેખર ! ઘડીભર જોઇ રહીએ એવું જ વસન હતું. પરંતુ પ્રત્યેક વસ્તુ પ્રતિ અણુગમો કેળવવાની મને તો ટેવ પડી ગઈ હતી. એના તરફ પણ અપ્રીતિ દાખવ્યે જ છૂટકો. તુરત જ હું મારા ખંડમાં ભરાઈ ગઇ. એક ખૂણામાં લપાઈ રહી. ધીમે ધીમે સર્વ બાળાઓ વિખરાઇ. સુવાસિત સુમનશુ એ મધુકરવૃન્દ અત્યાર સુધી તે વસનવાળા ખંડમાં ભમી રહ્યું હતું.

બીજે જ દિવસે મારૂં લગ્ન થયું. મંગલકાર્યે વળી મુહૂર્ત શાં જોવાં ? ધર્મના કામમાં ઢીલ કેવી ! મારા પિતાજીને તો પળે પળે તુફાની પવનના પડછંદ સંભળાતા. એક ક્ષણમાં જ આરે આવેલું વહાણ ડુબી જાય એવો આ ભયંકર પ્રસંગ હતો.

મારે તો આજે પણ મારા ખંડમાં બોલ્યા ચાલ્યા વિના બેસી રહેવાનું હતું. મારી સખીઓને પણ મારી કને ઉભા રહેવાની ઘડીભર ફુરસદ નહોતી. મારા ઘાયલ જીગર તરફ શૂલ ફેંકવાના પ્રયાસો એમણે હવે છોડી દીધા હતા. વિધિના પ્રભાવે નમી એમણે મારૂં સદ્ભાગ્ય સત્કાર્યું હતું. દેવો સાથે મનુષ્યો ભાગ્યે જ સંગ્રામ ચલાવી શકે.

મને પણ વસ્ત્રાલંકારે મઢવાનો પ્રસંગ આવ્યો. મારા જેવીને પણ વસ્ત્રાલંકાર જોઇએ ! કીરમજી રંગની બનારસી સાડી પહેરી મેં સુવર્ણાલંકાર ધારણ કર્યા. અરીસામાં ક્ષણભર જોઇ લેવા મને ઘડીક મન થયું; પરંતુ બીજાં એથી ઉંધું સમજે એટલે મારે મન મારવું પડયું.

મારૂં લગ્ન !—એક મહામુલો મહોત્સવ ! દરેકને પોતાનો લગ્નપ્રસંગ અમૂલો જ લાગે છે ને ? કોઈ પણ ઉપાયે મારાથી છૂટવા મારા પિતાજીએ લક્ષ્મી પાણીની પેઠે વહેવા દીધી. અત્યાર સુધી એમને હું કંટક સમાન સાલી હતી. આજે તો એમણે સારા ગામને આમંત્ર્યું. દીપાવલિનો સુમાર નહોતો. સંગીતની છોળો ઉડતી.

વરપક્ષના જરા ય આગ્રહ સિવાય મને પણ આભૂષણોના ઉપહાર દેવાયા હતા.

વખત થયો કે વરરાજા પધાર્યા. વાજાંની રમઝટ ને બૈરાંની કલબલથી આકાશ તૂટી પડશે એમ લાગતું. બાળાઓ વરરાજાને યવરાશિથી વધાવવા દોડી. માત્ર એક જ કન્યાને એ ઉત્સવમાં ભાગ લેવાનો નહોતો. સૌથી વધારે દર્શનાતૂર સમૂળગી વિસરાઈ ગઈ હતી.

ક્રિયા ચાલતી હતી તે વેળાએ ઉંચું જોવાનું મને ઘણું ય મન થયું. એમના મુખારવિંદને છુપી નજરે નિહાળવા મારૂં દીલ તલસી રહ્યું પરંતુ શરમે મને દબાવી. મારૂં માથું જ ન ઉંચકાયું. તે મારી સામે જ હતા. માત્ર એમનું ચરણ યુગલ જ હું જોઈ શકતી. કેવાં શ્વેત કમલ!! એમના શરીરસૌંદર્ય આગળ એમના રેશમી પોશાકની મનોરંજકતા પણ નષ્ટ થતી જણાતી.

અંતે એ મધુરા દર્શનની ઘડી પણ આવી ઉભી. "જોઈ લે! તારા હૃદયનાથ જોઈ લે!" કોઈએ કાનમાં ફુંક મારી. મેં જોયું. એકાએક વિધાતાની અમીદૃષ્ટિ મારા જેવી કમભાગી પર કેમ ઉતરી એ મને ત્યારે જ સમજાયું. પહેલી ક્ષણે તો મારૂં હૃદય ધડકતું જ બંધ પડી ગયું. મને સર્વાંગે એક ઠંડી ધ્રુજારી છૂટી. બીજી જ ક્ષણે મારા દીલમાં દાવાનલ સળગ્યો. મારી સમજશક્તિ બહેર મારી ગઈ. મેં ઉંચું જોયું. એ ક્ષણે મારા પતિરાજની દૃષ્ટિ પણ મારા તરફ વળી પરંતુ એમનાં નયનોમાં ચમકાર જ નહોતો. ત્યારે જ મેં જાણ્યું કે એ અંધ થયા હતા.

આ જ મહત્વાકાંક્ષીએ કંચનને તરછોડી હતી. દૃષ્ટિતેજે કંચનની અવગણના કરી હતી. જ્યોતિનું એ આવરણ દૂર થતાં હવે એ મને પરણવા આવ્યા હતા.

અમે ગૃહશાન્તિ કરવા ગયાં. છોકરીઓ વેરાઈ. કોઈ કોઈ હજી યે

ડોકિયાં કરી જતી પરંતુ તુરત જ અદ્દશ્ય થતીતી. આનંદના આછા આવરણની ઝાંખી થઈ કે કોઈ ભયંકર ઘટના બની ગઈ એ તેમનાથી પૂરૂં સમજાતું નહિ. કોઇ વિચિત્ર ભયભ્રમણા તેમને ઘેરી વળી હતી. જાહેર મજાક કરી આનંદવા કોઇને ય મન થતું નહિ. ભયગ્રસ્ત બાલકશાં સૌએ સ્તબ્ધ બની ગયાં હતાં. ચમકારહીન ચક્ષુ આગળ ઉભા રહેવાની કોઇની પણ તાકાત નહોતી.

ધીમે ધીમે આખા ય આવાસ પર શાન્તિનું સામ્રાજ્ય પથરાયું. અતિથિઓ વિખરાયા. બાલકો નિદ્રાવશ થયાં. મારાં માતા પિતા ક્યાં હતાં તેનું મને પણ ભાન નહોતું. મને તેઓ દૂર દૂર અદસ્ય થઈ જતાં જણાયાં. મારી જીવનરંગભૂમિ પરથી મૂક્તિના આનંદે તેઓ ખસી ગયાં. વીત્યાં વીતક પર દૃષ્ટિપાત કરતાં માતા પિતાની પાસે હતી ત્યારે પણ તેમનાથી પર હતી એમ સમજાયું. એમણે મને પુત્રીવત્ પાલવી જ નહોતી; મારો ભાર તો તેમના પર જોરજુલમથી લાદવામાં આવ્યો હતો; હું કદરૂપી હતીઃ વળી મોટી હતી. ન ધણીયાતી હોવાથી એક બાજુ ક્રોધ ને કટુતા સાલતાંઃ બીજી બાજુ શોક ને શાન્તિભરી ક્રાન્તિ ઉકેલાતીઃ એના હવે વિચાર પણ શા કરવા ?

અમે બે જ જાગૃત હતાંઃ મૌન સેવી રહ્યાં હતાં. અવારનવાર મારાથી એમની સામે જોવાઇ જતું. એમનું વદનકમળ ભાવનાવિહોણું પરખાતુંઃ શૂન્ય ચક્ષુથી શૂન્યકાર પ્રસરાવતું છતાં ય કેવું અદ્દભૂત મુખમંડળ ! મારા દીલમાં વંટોળ ઘુંઘવાતો. હસવું કે રડવું તેની મને સમજ પડતી નહિ. અંતે વિધિએ મને પતિ આપ્યો હતો. દેવ સરખો દેખાવડો. મારે તો ખુશી થવાનું. પરંતુ એમને તો આ લગ્ન ભયંકર શાપ સમાન હતું. કંચનની બહેનનાં વચનો મને યાદ આવ્યાં. આજના મારા પતિરાજ તે દિવસે કંચનને પારખવા આવ્યા હતા. "કોઈ માલિનીને કન્યાપદે સ્થાપે તો ?"—અજાણે

ઉચ્ચારાયલાં એ વચનો આજે સત્ય થયાં: પરંતુ કેવા સંયોગોમાં ?–વિધિની કેવી વિચિત્રતા ?

એ દિવસની ક્ષુલ્લક મજાક આજ ભયંકર સત્ય તરીકે પ્રત્યક્ષ થઇ પરંતુ એ મજાક માણનાર આજ કોઇ નહોતું. વિધિના શેતરંજનાં એ સોગટાં: એક ધ્રુસ્કાં દાબી રાખતું–અન્ય આરસની પ્રભુપ્રતિમાશુ અચલ ને ગંભીર. પૂજારીઓ એને શ્યામ અપરાજીત ધરાવતા કે શ્વેત કમલે વધાવતા એની એને પરવા નહોતી.

પરંતુ મારી દશા ? સંસારસુખનું કેન્દ્ર નરકયાતનામાં પલટાઇ રહ્યું હતું. આ જ વ્યક્તિને મનોરમ સખી માટે કેવો તલસાટ હતો ? નયન સંતોષનાર હૃદયને બહલાવનાર એ જ જીવનસાથી સૌભાગ્યનાથ હતો પરંતુ પ્રભુએ એનાં નયનોનું નૂર ઝુંટવી લીધું હતું. મનુષ્યે નિર્લજ્જ થઇ એને દગો દીધો હતો. હું કમનસીબ પુતળી એ દગાનો પાસો બની હતી. એમના વદનામ્બુજે આનંદનું એક જ કિરણુ પ્રગટાવવા મારી કુરૂપતાનું બલિદાન દેવા હું તૈયાર હતી. પ્રથમ દર્શને પ્રીત વિષે મેં ઘણું ઘણું સાંભળ્યું હતું પરંતુ એવી અસંભવિત વાર્તાવલિમાં સંભવને સ્થાન ક્યાંથી હોય ? છતાં હું તો પ્રથમદર્શને જ ચહાતાં શીખી હતી.

પરંતુ એમણે મને જોઇ નહોતી. એમની કમનસીબીનો કમકમાટ મારી દ્વારા સ્વીકારવાનો હતો. સ્ત્રી તો પોતાના હૃદયનાથ માટે બલિદાન દેવા હંમેશાં તલસી રહે: કોઇ પણ કમનસીબી વધાવતાં એ ન અટકે: સ્ત્રીના અસ્તિત્વનું એવા બલિદાનોમાં જ પૂરેપૂરૂં સાર્થક્ય !

મને એથી ઉલટી જ અસર થઇ. શ્યામળા તુરંગવાસથી બાહ્ય જગતના જ્વલંત પ્રકાશમાં મને લઇ જવામાં આવી પરંતુ ત્યાં પણ મારી કટુ છાયા મારા પ્રભુ સરખા પતિદેવ પર પડી. એમના કીર્તિચન્દ્રનું ગ્રહણ થયું. મારા પતિદેવ એ પરિસ્થિતિથી અજ્ઞાત હતા એથી મારો સંતાપ વધતો.

ઉષાના આગમનની આગલી ઘડીયે એમના શીતલ કરતલે મારો હાથ દાબ્યો, "માલિનિ! હૃદયથી તું મારા પર શાપ વરસાવતી હોઇશ પણ હું તારા માર્ગમાં કંટકરૂપ નહિ જ થાઉં. તારા અંતરના ઉમળકે તને જે કરવા મન ન થાય તે ભલે ન જ કરતી. તારૂં કર્તવ્ય સમજી મુંઝાઈ મરતી નહિ. મારૂં ચાલશે ત્યાં સુધી હું તને કશી ય ઉણપ નહિ આવવા દઉં. અરેરે! પણ એથી શું? સંસારસાધનો કેવાં ક્ષણભંગુર હોય છે? અત્યારે સમજાયું તે પહેલાં સમજાયું હોત તો મારા અંધારઘેર્યા જીવનમાં તને ન જકડી લેત."

આ શું? એમને શાપ આપવાનો મને શું હક હતો? એ પળે જ એમનો હાથ મેં મારા હાથમાં લીધો ને પ્રતિજ્ઞા કરી, "અજાણતાં મેં એમનું જે બગાડયું છે તેનો બદલો વાળીશ. પ્રભુએ એમની દૃષ્ટિ હરી લીધી: મારૂં સૌંદર્ય લુંટી લીધું. દૃષ્ટિનાં સુખો અમારે કર્મે નહોતાં લખાયાં તો હવે દૃષ્ટિ સિવાયનાં તમામ સુખો એમને આપવાનું મારૂં ધર્મકર્તવ્ય: એ સુખ એમને આપવા હું બનતા પ્રયત્નો કરીશ. એમના માટે હું જોઇશ. મારી આંખે એ જગત જોશે. મારા પ્રાણાધારને દગો દેવા પ્રભુ ને મનુષ્ય એક થયા. હું સર્વને હરાવીશ. એવો ય દિવસ કે આવશે જ્યારે અમારી લગ્નગ્રંથીને એ આશીર્વાદ સમજતા થશે. મારો સંતાપ ત્યારે જ શમશે. એવો દિવસ નહિ આવે તો?—હતું શું ને ગયું શું? મનુષ્ય ને વિધાતાની નિર્જીવ સોગટી થઇ જીવતા મરવાનું મેં નાકબુલ કર્યું. મારે પણ સ્વતંત્ર ઇચ્છાશક્તિ છે: જગતને એ વાત હું દુંદુભિનાદે જાહેર કરીશ.

મને પણ પતિગૃહે વળાવવામાં આવી. રૂઢી પ્રમાણે સૌએ રડયાં. હું જ માત્ર અપવાદ. મારાં દુઃખ દૂર થયાં હતાં કે વધ્યાં હતાં એ કળી શકવું મુશ્કેલ હતું. મારી નૌકા ભરદરિયે ઝોલે ચઢી હતી. આક્રંદ કર્યે કશું જ વળનાર નહોતું એટલે સમય વર્તી મેં શાન્તિને વધાવી લીધી.

## ૩

પહેલા થોડા દિવસ તો મારા નવા ઘરમાં મને બધું નવું નવું લાગ્યું. એના પગથાર પર પ્રથમ પગલું ભરતાં જ મને દમામનો ગજબ સાક્ષાત્કાર થયો. હું ગામડાના ગરીબ ઘરની દીકરીઃ લક્ષ્મીનો ચોમેર ઝમકાર જોઈ હું દિઙ્મૂઢ બની. આ નવીન સ્થાનમાં જ મારૂં સમસ્ત જીવન ગાળવાનું હતુંઃ આ નવીન વાતાવરણને મારૂં બનાવી લેવાનું હતું. એ વિચાર આવતાં જ કોઈ ભયતરંગ મારા પર ફરી વળતોઃ જે પરિસ્થિતિથી હું ટેવાઇ હતી એથી અહીં બધું જ જુદી તરેહનું હતું.

કુટુંબમાં તો અમે ઘણાં જ થોડાં હતાં પરંતુ દાસ દાસીઓનાં વૃન્દો એટલાં તો ઉભરાતાં કે એ વિશાલ મહાલય પણ નાનું પડતું. મારા પતિ નાના હતા ત્યારનાં એમનાં માતુશ્રી દેવલોક પામ્યા હતાં. એમનાં વિધવા ઓરમાન માતુશ્રી જ ગૃહધુરા ચલાવતાં. મારા દિયરજી મનમોહનનાં એ જનની. મારા પતિની એક સગી બ્હેન વિધવા થઈ હતી. એ બિચારી પણ અમારી સાથે રહેતી. એને કંદર્પ નામનો એક કુમાર હતો. એ ઉપરાંત કુટુંબમાં જ રહી કુટુંબને આશ્રયે જ જીવન વહાવતાં કેટલાંક દૂરનાં સગાં પણ હતાં.

આંગણે આવતાં આવકારની અમીદૃષ્ટિથી જ હું અજબ થઇ. મારા દિયરજીને તો મેં મારા પતિ સાથે જોયા હતા. હવે દર્શન થયાં મારાં સાસુજી ને નણંદનાં. બન્ને ય વિધવાઃ એક પ્રૌઢા, અન્ય યુવતીઃ છતાં ય બન્ને કેવાં સુંદર ! એમનાં શ્વેત વસ્ત્રોમાં તેઓ પ્રકાશમયી દેવમૂર્તિ સમાં લાગતાં. કંદર્પ તો કમળકલિકાશો કામનો અવતાર. એક બાજુ વરકન્યાને વધાવતાંઃ બીજી બાજુ આ મંડળમાં સ્વામિની બનતાં હું કેવી ભયંકર કદરૂપી લાગતી ? મારૂં મન કહ્યું પણ કરી શકતું નહિ.

કોઈ પણ બોલતું નહોતું. કદાચ સર્વ મારા રૂપથી જ અંજાઇ ગયાં હશે ? મારા દિયરજીએ એમનાં માતુશ્રી પ્રતિ એક તિરછી

નજર નાંખી. એમના વદન પર તુચ્છકારનું હાસ્ય ફરકી રહ્યું. પ્રત્યુત્તર ન મળ્યો એટલે ફરી એમ કરવા તેમણે પ્રયત્ન જ ન કર્યો. મારી નણંદે તો કૃત્રિમ ગંભીરતા ધારણ કરી. માત્ર કંદર્પે જ મારી ચોમેર નાચ્યા કર્યું. એ મારાં વસ્ત્રો ખેંચતો ને બોલતો, “ મારે ય રેશમી પહેરણ છે: હું પણ એ પહેરવાનો. ”

લાંબી લાંબી ક્રિયાઓ પણ અંતે પુરી થઇ. કન્યાને વરરાજાના વિલાસભુવનમાં લઇ જવામાં આવી. સારી રીતે શણગારાયેલા એ વિશાળ ખંડો સુના પડયા હતા: ખંડે ખંડમાં રહેનાર તો અમે બે જ. અનેક આરામગાહો અમે એકલાં શી રીતે પૂરીએ ? મારો આત્મા ભયંકર ઉંડાણમાં ડૂબતો લાગ્યો. બીજી જ ક્ષણે મને મારા પતિનો વિચાર આવ્યો. નિરાશ થયે મારે પાલવે તેમ નથી એવી મને પ્રતીતિ થઇ. કંઈ નહિ તો માત્ર એમની ખાતર મારે હંમેશાં ધૈર્ય ધરવું જોઇએ. એમનાં નયનની ખોટ પૂરવા મારે આકાશ પાતાળ એક કરવાનાં હતાં.

સંધ્યા પડી. દિનમણિનો પ્રકાશ આછેરો થતો ગયો. અમે સામસામાં બેઠાં હતાં, “ સુનું સુનું લાગે છે ? ઘર સાંભળે છે ? ” મારા પતિએ પ્રશ્ન કર્યો.

“ જરા ય નહિ ” મેં જવાબ વાળ્યો, “ ઘર કયું ? મારૂં ઘર તો આ રહ્યું. ” નવપરિણીત નવોઢા આવાં વેણ ઉચ્ચારે ? પરંતુ મારા તો સંયોગો જ જુદા હતા. નવવધૂની નમ્રતા ગ્રહણ કરવાની મને ફુરસદ નહોતી. ચોમેરનો અંધકાર મારા પતિનો સાથી હતો. હવે હું એમની સહચારિણી થવા નિર્માઈ એટલે ઢીલાં થઇ પડી રહી એક ક્ષણ પણ ગુમાવવી હવે મને પાલવે તેમ નહોતી.

પહેલા થોડા દિવસ તો તંદ્રાવસ્થામાં પસાર થયા. એ ગાળામાં મારી અપ્રિય કુરૂપતાના ભંડારમાં વસ્ત્રાલંકારો ખડકી કુટુંબ ને મિત્રમંડળમાં મારૂં પ્રદર્શન કરવાનું હતું. એમની સાફ સાફ ટીકાઓ ને તુચ્છકારનાં દબાયેલાં હાસ્યો સહન કરવાનાં હતાં. મારે પીયેર

મારે સવારથી સાંજ સુધી ઘરકામ કરવાનું હતું. આળસ ચડે તો ઠપકો જ સાંભળવો પડે. અહીં જમીન પર ઉડતો કાગળનો ટુકડો પણ ઉરાડવા જતી તો ચોતરફથી ભયાનક આશ્ચર્યના ઉદ્‌ગાર કર્ણપથે પડતા. મારૂં એકલવાયું સાંત્વન માત્ર મારા પતિ. થોડા દિવસ તો એ પણ મારી સાથે ભાગ્યે જ રહી શક્યા. મોડી રાત ગયા પછી પણ એમને ભાગ્યે જ મળી શકતી છતાંય એમની જ ખાતર મારાં તમામ દુઃખો આનંદથી તરી જવા મેં હામ બીડી.

ચિત્રમય પુતળીના જેવું જીવન હવે મને આકરૂં લાગવા માંડયું: એવા જીવન માટે હું નહોતી ઘડાઇ.

ધીમે ધીમે મને બધું ય સમજાયું. મારા પતિ વિરુદ્ધ મારો ઉપયોગ એક શસ્ત્ર તરીકે જ થયો હતો. અપરમાની ભત્રીજી સાથે લગ્ન કરવા મારા પતિએ ના પાડી હતી. તે પણ એ લોકોથી સૌંદર્યમાં જાય તેવી નહોતી છતાં ય જ્યારે મારા પતિદેવે એને ન સ્વીકારી ત્યારે કીનો લેવા એ ભલી બાઇએ જ મને કન્યારત્ન તરીકે પસંદ કરી. મારા દિયરજી ઘણી વાર મજાકમાં કહેતા, “ભાઈ છે તો શૉખીન પરંતુ અપવાદને સામાન્ય નિયમ ઠરાવવા એક જ વાર શૉખ પૂરો કરતાં ચૂક્યા છે.”

આ રીતે મારા પતિ પણ ખરે જ કમનસીબ હતા. એમના દુઃખથી એમના ભાઇ પણ આનંદતા પછી મારી તો વાત જ કરવાની ક્યાં રહી?

દિન પર દિન વહ્યા. એ ગૃહમાં મેં વધૂ તરીકે પ્રવેશ નહોતો કર્યો એ વાતની મને વધુ ને વધુ પ્રતીતિ થવા લાગી. હું તો સ્વયં શિક્ષામૂર્તિ હતી. એ શિક્ષા મેળવવા મારા પતિમાં કેટલા ય દોષો હતાઃ એ દેવસરખા દેખાવડા હતા; કુલીન કુટુંબમાં જન્મ્યા હતા છતાં ય ગરીબશા ભલા ને પ્રમાણિક હતા; પવિત્ર જીવન ગાળતા.

મનમોહનને તે એક જ પિતાના પુત્ર હોવા છતાં મનમોહન કરતાં વધુ સંપત્તિશાળી હતાઃ એ એમનો સહુથી મોટો દોષ. એમનાં માતુશ્રી મોટા જમીનદારનાં એકનાં એક પુત્રી હતાં એટલે એમનો વારસો મારા પતિને મળ્યો હતો. એમનાં અપરમા ગરીબ ઘરનાં હતાંઃ માત્ર શારીરિક સૌંદર્યને લીધે જ તેઓ આ કુટુંબમાં પ્રવેશી શક્યાં હતાં. આવાં અનેક કારણોને લીધે જ મારા પતિને દંડ દેવાનો સૌએ એક મતે નિશ્ચય કર્યો હતો. એ પ્રયાસોને પરિણામે જ હું પત્ની તરીકે એ ઘરના પગથારે પગલાં માંડી શકી હતી. હવે ધીમે ધીમે એ દંડ દેનારને ય દંડ દેવાના સખત નિશ્ચય પર હું આવતી જતી હતી.

એક રીતે એ વિશાળ મહાલયની હું મહારાણી હતી. સાસુજી તો મારે મંદિરીએ પધારવા તસ્દી પણ લેતાં નહિ. સર્વત્ર ઘુમવાની મને છૂટ હતી. એટલે પ્રથમ તો મેં મારા પતિનું તમામ કામકાજ ઉઠાવી લીધુંઃ હું જ કચરા કાઢતી; કપડાં પણ ધોતી; નોકરોને તો શયનમંદિરમાં પ્રવેશવા મેં મનાઇ જ કરી દીધી હતી. પહેલે દિવસે તો મારી પ્રકૃતિથી સર્વ આશ્ચર્યમાં ગરક જ થઇ ગયાં. બીજે દિવસે કોઇ કોઇ તુચ્છકારનું બબડવા લાગ્યા; પછી તેઓ કુલિન કુટુંબની રીતભાતને ન પિછાનનાર મારા જેવી ગરીબ કન્યાની ટેકડી કરવા લાગ્યા. મારી અજ્ઞાનતા માટે તેઓ ઘણી ઘણી કરૂણતા વ્યર્થ જ ગુમાવતા. એ લોકોએ મને શીખામણ આપવાનો પ્રયત્ન પણ કરી જોયો. પરંતુ આ ગરીબ કન્યાએ એની ભુલભરી કુટેવોનો ત્યાગ કરવા જરા ય જીજ્ઞાસા ન જણાવી. અંતે થાકી સર્વેએ મારાં સાસુજીના ન્યાયાસને ફરિયાદ નોંધાવી.

એક પ્રભાતમાં મેં રાંધવાની શરૂઆત કરી ન કરી ત્યાં તો દ્વાર ઠોકાયાં. મેં ઉંચું જોયું તો મારા દિયરજી દ્વારમાં ઉભેલા

જોયા, "ભાભી સાહેબ! અંદર આવું કે? આપના તપમાં ભંગ તો નહિ પડે ને?"

"જરા પણ નહિ–આવો." મેં જવાબ વાળ્યો.

વળી ફરીથી મારા દિયરજી એમનું શૃગાલહાસ્ય હસ્યા, "હાં! પણ ભાભી! આપ તો ધર્મનાં મહાન્ સ્તંભ બની બેઠાં છો? હલકા વર્ણમાં જન્મેલા સેવકગણની સેવા સ્વીકારતાં આપને સંકોચ થાય છે. અમે તો એમના હાથે જ જમેલા એટલે તમને તો વટલાઇ ગયેલા લાગતા હોઇશું–નહિ?"

હું તો કશું બોલી જ નહિ. મારૂં કામ જ કર્યાં કર્યું. તે લડવા આવ્યા હતા. એમને ઉત્તેજવાની મને જરા ય ઇચ્છા નહોતી. હું ન બોલી એટલે તે દ્વાર પર જ થંભી ગયા. "ભાભી સાહેબ? અમને પણ તમારી રસોઇ ચખાડશો ને? એમાં કોઈ અજબ મીઠાશ હશે. જુઓને! મારા ભાઈ જેવા શૉખીન જીવ પણ એમાં મુગ્ધ થઈ ગયા છે?

દુનીઆમાં કેટલાક એવા મનુષ્યો હોય છે કે કાગડાને જોઈ પત્થર માર્યા વિના રહે જ નહિ. મનમોહન પણ કંઇક અંશે એ જ પ્રકૃતિના હતા. હું નજરે પડું કે શબ્દબાણ છોડયા વિના એમને ચાલે જ નહિ. કદાચ મને જોઇ અન્ય મનુષ્યોને પણ એવી જ ભાવના થતી હશે એટલે હું મનમોહનને બહુ દોષ દેતી નહિ. આજે પણ એમણે મને ચીડવવાનો બનતો તમામ પ્રયત્ન કર્યો પરંતુ એમના ઉદ્દેશમાં નિષ્ફળ જવાથી પગ પછાડતા ત્યાંથી રવાના થઇ ગયા.

એ ગયા કે મહાદેવી પધાર્યા. એ હંમેશાં ગંભીર રહેતાં પરંતુ આજે એ જરા વિનોદી જણાયાં. "વહુ! બેટા! તું હવે કાંઇ બાલક છે?" મારાં સાસુજીએ શરૂઆત કરી, "સાદી સીધી વાત તો તું અવશ્ય સમજી શકે. જો હવે હદ થાય છે. ગમે તેમ પણ તું

અમારા કુટુંબમાં આવી છે તે હવે મટી જવાની છે? તું આમ ગાંડાવેડા કરે તેથી લોકોમાં અમારૂં ખોટું દેખાય. મારૂં તો જાણે ઠીક. પરંતુ તારા પતિની આબરૂનો તારે વિચાર કરવો જોઈએ. હાથે કરી લોકો હસે એવું તારે ન કરવું જોઈએ."

આમ એમનું ભાષણ થોડી વાર ચાલ્યું પરંતુ હું મુગી રહી એટલે તે પણ વિદાય થયાં. એમની એ કટુ જાળ ભેદવાનો મેં નિશ્ચય કર્યો હતો. એ ગયાં કે પાછી હું મારા કામે વળગી. એ લોકો આ બધું કરવાની ખાતર જ કરે છે એની મને સંપૂર્ણ ખાત્રી હતી. બાહ્ય આડંબર સિવાય એ જરા પણ આગળ પગલું ભરે તેમ નહોતાં. બાકી મારા પતિનું ખોટું દેખાય તેમાં તેમને શું? એમને તો એ ગમતી વાત હતી. એમને મારૂં વર્તન સાલતું હોત તો હાથ પકડી મને બહાર કાઢવાનો એમને સ્વજનજૂનો હક હતો: પરંતુ એટલું બધું કરે એવાં એ નહોતાં.

એ દિવસે રસોઇ જરા મોડી તૈયાર થઇ. એક પિત્તળના થાળમાં સર્વ વાનીઓ પિરસી. ભોજનગૃહમાં સર્વ તૈયારીઓ કરી લીધી. પતિને પણ જાતે જ બોલાવવા ગઈ. પરિચારકો તો મોં વિકાસી મારા સામું જોઇ જ રહ્યા. એમના જીવનમાં તો આવો પ્રસંગ ભાગ્યે જ બન્યો હશે.

પતિ જમી રહ્યા પછી હું પણ જમી. વાસણો પણ મેં જ માંજ્યાં. પરવારી હું વિરામમંદિરમાં ગઈ. ત્યાં મારા પતિ એક વિરામાસન પર વિરાજેલા હતા. એમના હાથમાં સિતાર હતો. એ આબાદ સંગીતકાર હતા એ હું જાણતી પણ અદ્યાપિ એનો કશો ય અનુભવ કર્યો નહોતો. સાટીનના ઓઢામાં છુપાયલો સિતાર મેં જોયો હતો. દૃષ્ટિતેજ ગુમાવવાથી એ જાણે સમસ્ત સંસાર પર છેડાઈ પડયા ન હોય. એમ એ તમામ ઇચ્છાઓને તેમણે દબાવી દીધી હતી. આજે સિતારનું સદ્ભાગ્ય જોઇ મારા અંતરના તાર પણ

ઝણઝણ્યા. મને લાગ્યું કે એમણે સૃષ્ટિ સાથે ફરીથી સંધિ કરી; એમના સુખી જીવનના સહચરો પાછા ફરીથી પ્રગટ થશે જ.

મને આવતી સાંભળી તે બોલ્યા, " માલિનિ ! સાંભળ."

હું એમની પડખે ભરાઈ. મેં એમનો હાથ મારા હાથમાં લીધો. એક ક્ષણભર તે શાન્ત રહ્યા. કેમ શરૂ કરવું એનો કદાચ એ નિર્ણય નહિ કરી શકયા હોય. " નોકરો બરાબર કામ નથી કરતા ? "

મારા ઉદાર સંબંધીઓ મારી પાસેથી સીધા જ તેમની પાસે ગયા હશે એ વિગત તેમનાં આ વેણુથી મને સમજાઇ. શું મારા પતિ પણ મારા પર ચીડાયા હશે ? એ ચીડાય એવું મારે શું કરવા કરવું જોઇએ ? હું મારા શત્રુના હાથમાં રમી તો નહિ રહી હોઉ ને ? હું તો રડું રડું થઈ ગઇ. મહા મહેનતે મેં ધ્રુસકાં દબાવ્યાં," તમારૂં કામ હું છું છતાં ય ચાકરો કરે એ મને નથી રૂચતું."

એમણે મને જરા નજીક ખેંચી, " પરંતુ એ સાદી વાત પરથી આપણાં સંબંધીઓ કાગનો વાઘ કરી રહ્યાં છે. એવા કામને શા માટે અગત્ય આપે છે ? થાય તેમ થવા દે ને ?"

આ વેળા મારાં આંસુ ખાળ્યાં ન ખળાયાં, " એટલે હું તમારા જરા ય કામની નહિ—એમ ? " મેં તૂટક સ્વરે સાચી વિગત રજુ કરવા માંડી, " તમારૂં કામ કર્યા વિના મારાથી જીવાય કેવી રીતે ? આ સંસારમાં મારે બીજું શું કરવાનું છે ? "

મને આક્રંદ કરતી જોઈ મને જરા વધારે નજીક ખેંચી એમણે મારા ગાલ વહાલથી પસવાર્યા: " ગાંડી છે ગાંડી ! " તે બોલ્યા, " આમ જરા જરામાં રડતી શું હશે ? મારા કામ માટે તું મરી પડે છે એ શું હું નથી જાણતો ? પરંતુ એ બધી તો મારા દેહની સેવા થઇ. એથી મારી બધી ભાવનાઓ નથી પોષાતી. માનસિક વ્યથાઓ સમજવા હજી તેં કશો ય પ્રયત્ન કર્યો નથી; સૃષ્ટિનું સૌંદર્ય પીવા

મારૂં દીલ તલસી રહ્યું છે જ્યારે પ્રભુએ મારી દૃષ્ટિ હરી લીધી છે. ક્રોધમાં ને ક્રોધમાં મેં પણ પૃથ્વી પારખવાનાં બીજાં તમામ દ્વાર બંધ કરી દીધાં. એમ હું અધુરો રહ્યો છું. માલિનિ! એ બધી અપૂર્ણતા મને સાલે છે. બોલ! એ બધી હીનતાથી મારો ઉદ્ધાર કરવા તું કમર કસે છે? નારી તો જનતાની પાલનહાર છે. અત્યારે તું જે કરી રહી છે તેથી તો મારૂં શરીર જ સંતોષાશે. મારૂં મન તો નિરાળું પોષણવિહોણું જ રહી જશે. બોલ! મારો ઉદ્ધાર કરવા તું તૈયાર છે?"

મેં મારાં આંસુ લોહી નાખ્યાં, "મને માત્ર ગૃહકાર્ય જ શીખવવામાં આવ્યું છે. બીજું કશું ય મને આવડતું નથી." મેં કહ્યું.

"આવડશે, માલિનિ! તારામાં હોંશ હશે તો બધું ય આવડશે. હું જાતે તને શીખવીશ."

ગુમાવેલું સામ્રાજ્ય સેવકોને પાછું સુપ્રત થયું છતાં ય આશ્ચર્ય પોષવાનો ખોરાક તો એમને મળતો જ રહ્યો. રાંધવું, વાસણ માંજવાં કચરા પુંજા કરવા—એ જ સ્ત્રીઓનાં કામ. હું શ્રીમંતપત્ની હોઉં હું એમ કરૂં એ તેમને અઘટિત લાગતું; પરંતુ ધોળે દિવસે છડેચોક બારણાં ઉઘાડાં રાખી સ્ત્રીઓ અંગ્રેજી વાંચતાં લખતાં ને ગાતાં બજાવતાં શીખે એ તેમના શમણામાં ય નહોતું. બીજા શીખવાડે એ તો ઠીક પરંતુ આ તો પતિ એવું કામ કરે! ગજબ થયો. આ વેળા પતિ મારી કુમકે હતા એટલે મને પજવવા કોઈ હિંમત કરી શકે તેમ નહોતું. મારાં સાસુજીએ તો દર્શન દેવા તસ્દી જ ન લીધી. મારાં નણંદ તો પ્રથમથી જ દૂર રહ્યાં હતાં, એ તો શ્રીમંત શેઠનાં એકપુરાં પુત્રી હતાં ને? લક્ષ્મીનંદન કુલિન પતિનાં પરમ પ્રણયેશ્વરી હતાં. એક જ વર્ષના ટુંકા ગાળામાં તેમણે પતિ તેમ જ પિતાને ગુમાવ્યા હતા. ગજબ ક્રોધને સંતાપે એમના હૃદયને ઘેરી લીધું હતું. એથી એ સંસારથી વિરક્ત થયાં. સૃષ્ટિની તમામ જંજાળ એમણે ઓછી કરી નાંખી. બાલક કંદર્પ પ્રત્યે પણ તે ઘણી વાર કપરાં થતાં. અહંભાવ

તો એમનો સ્વભાવ થઇ પડયો હતો. ગુમાન હોવાથી એમના દિવસોમાં એમણે અનેક વ્યક્તિઓ પર સત્તા ચલાવી હતી. અત્યારે એમના વચનોને જરા પણ વધારે અગત્ય અપાતી નહિ એ એમના સ્વભાવ પર ભયંકર ફટકો હતો. એથી એમણે સમૂળગું બોલવાનું જ બંધ કરી દીધું. હું તો એમની સગી ભાભી હતી છતાંય આટલા દિવસમાં એ ભાગ્યે જ મારી સાથે બે ચાર બોલ બોલ્યાં હશે. આ કુટુંબ જાળથી એ નિરાળાં જ રહે એમાં પણ નવાઇ નહોતી.

માત્ર મારા દિયરજીએ જ અંત સુધી અમારી સામે ટક્કર ઝીલી. એક પણ દિવસ એમની પધરામણી સિવાય પસાર થતો નહિ. કોઇ ને કોઈ રીતે રોજ રોજ ડંખ દીધા વિના એમને ચાલે જ નહિ. દરરોજ સવારે હું અંગ્રેજી શીખતી. ગામની નિશાળના એક વૃદ્ધ શિક્ષક મને શીખવવા આવતા. અભ્યાસ પુરો કરી ચોપડીઓ મૂકવાની તૈયારી કરતી હોઉં ને મનમોહનનું આગમન થાય. દાંતિયાં કરતા એ અમારા સામા ઉભા રહે. “ઓ પ્રભુ!” ખાલી વિસ્મય દર્શાવી તે નયન નચાવે, “સરસ્વતી દેવીને માનભંગ થવાથી આત્મઘાત કરવો પડશે. આવો પ્રતિસ્પર્ધી એમનાથી કેમ સંખાય. અમે તો એમને તસ્દી આપી જ નહોતી એટલે તે અત્રે રહેવામાં સંતોષ માણતાં. પરંતુ ભાભી સાહેબ! તમે એમને ઠીક ભગાડયાં. લક્ષ્મીદેવીએ તો કયારનાય પોબારા ગણ્યા છે, સૌંદર્યદેવી તો નજીક આવતાં જ ત્રાસે છે, હવે સરસ્વતી દેવીનો વારો આવ્યો.”

એમનાં નફ્ટ મહેણાંનો હું જવાબ જ નહોતી વાળતી. અંતે થાકીને સૌંદર્ય ને અભ્યાસની મજાક કરવાનું એમને છોડી દેવું પડયું.

મારા પતિએ મને ગાતાં બજાવતાં શીખવવાનું માથે લીધું. પહેલાં તો એમની આગળ મારૂં મોં જ ન ઉઘડે. એવી તો શરમ આવતી કે ન પૂછો વાત. પરંતુ ધીમે ધીમે મારી શરમ સરી ગઈ.

મેં ગાવા માંડયું. તે મારામાં એટલું પ્રોત્સાહન રેડતા કે બીજી કોઇ બાલિકા તો પોતાને દૈવી ગાયિકા જ માની લે. સ્વાભિમાનનો જીવડો મારા અંતરમાંથી તો કયારનોય પરવારી ગયો હતો એટલે હું સારૂં ગાઇ શકતી એટલું પણ માની શકતી નહિ.

એક દિવસ હું એવી લીન બની ગઇ હતી કે મનમોહન અંદર આવી અમારી પાછળ ઉભા રહ્યા તેની મને ખબર પણ પડી નહિ. જેવી હું અટકી કે તાળી પાડી તેમણે રાડ નાંખી, "કોયલડી ટહૂકે છે, હાં ભાભી સાહેબ!"

"સુર ધ્યાનમાં લે તો કોયલને પણ અળગી મૂકે." એમના ભાઇએ સ્મિત કરી પૂર્તિ કરી.

"આહ! માત્ર કંઠ જ કે?" કેવું ય વિચિત્ર મોં કરી એ શબ્દો ઉચ્ચારી તે બહાર ચાલ્યા ગયા.

મારા પતિ ઘડીભર શાંત રહ્યા. "માલિનિ! તું આવી ત્યારથી મારો વિષાદ દૂર થયો છે છતાં ય મારી આંખે હું તને જોઇ શકયો નથી એ ઉણપ તો કદાપિ નહિ જ ઉકેલાય."

એ પ્રભુ! મને જોઇ શકતા નથી એને એ ઉણપ ધારે છે! મને જોઇ નહોતી એથી એમને ઓછું આવતું! "મને નથી જોઇ તે જ સારૂં છે, હું જરા ય સુંદર નથી."

મારી વાત સાંભળી એમણે મને એક ગાઢ આલિંગન દીધું, "ના, ના. માલિનિ! એ હું નહિ જ માનું. મારાં અંધ ચક્ષુથી પણ હું જોઇ શકું છું કે તું સરૂપ આનંદમૂર્તિ છું. ભયંકર કાળરાત્રિના અંતે સ્યામ અંબરમાં એકલવાયા તારલા સમી તું ચમકી રહી છું. તું કદરૂપી હોઇ શકે જ નહિ. તેં તો તારી કમનસિબીને પણ રમણીય બનાવી મૂકી છે."

જેમ તેમ કરી હું તેમની પાસેથી નાસી છૂટી. આ ક્ષણુ માટે છેક મારી લગ્નરાત્રિથી હું રાહ જોઇ રહી હતી. હું એમના જીવનમાં આનંદ રેડી રહી હતી એ વાત તે કબુલે એ પળ માટે હું રાત દિવસ ઝંખતી. એ ધન્ય ઘડી આજે આવી પરંતુ એમના કથનથી મને હર્ષ ન થયો. અમાપ આનંદ અનુભવાશે એમ મેં ધારણા રાખી હતી પરંતુ એ ધન્ય કલ્પના તો ક્યાંય ઉડી ગઇ. હું તો જમીન પર પડી રડવા લાગી. આવો અનુપમ પ્રેમ મારે માટે અનંત આહ્લાદક હતો? શું એ જુઠાણુાના પાયા પર રચાયલો નહોતો? મને સુંદર માનીને જ તે મને ચહાતા હતા એની મને હવે જ સમજ પડી. એમની એવી ચાહના પર મને કશો ય હક નહોતો. હું ઠગારી હતી. ખરી રીતે જે મારૂં નહોતું એ લેવા હું મથી રહી હતી. મારા પતિના અંતરપટમાં વિરાજમાન સૌંદર્યમૂર્તિ મારી શૅાક હતી.

મારૂં રૂદન લાંબુ ન ચાલ્યું. એ મને બોલાવી રહ્યા હતા. મેં આંસુ લોહી રાખ્યાં. હું તેમની કને દોડી.

## ૪

દિન પર દિન વહ્યા. હું છાયાવત્ એમની પાછળ ભમી. એમની દરેકે દરેક ઇચ્છા ને ભાવના હું દિન પ્રતિદિન પોષી રહી. એમને સંગીત ગમતું માટે હું ગાતાં બજાવતાં શીખી. એમને પુષ્પો વહાલાં હતાં તેથી મેં એક નાનકડી મનોરમ વાટિકા બનાવી: ભાડૂતી માળીઓને તેમાં પ્રવેશ કરવાની મનાઇ કરવામાં આવી. પોતાનાં નયનને એ રંગવૈભવથી સંતોષી શકતા નહિ છતાં ય સુમનોની સુગંધ એમને આહ્લાદતી. વળી સવાર સાંજ હું એમને પુસ્તકો વાંચી સંભળાવતી. એ લેખો પણુ લખતા, મને ઉતરાવતા; સ્વચ્છ અક્ષરે એમનાં કાવ્યો ને વાર્તાઓ ઉતારી હું વિવિધ માસિકોમાં છપાવતી. દિવસે દિવસે એમનું વદન જ્યોતિર્વંતુ બનતું ગયું. એમની

અંગુલિયે સિતાર પર અજબ ગતિથી નાચી રહેતી. એમના કંઠથી બુલબુલનું સંગીત સરતું. એમના આવા અજાણ સ્વર્ગને જોઇ મારૂં અંતઃકરણ લોહીનાં આંસુએ રડતું. શું હું એમને ઠગી રહી હતી? પણ એમાં હું શું કરૂં? મેં તો એમનાથી કશું ય છાનું રાખ્યું નહોતું. એ માને નહિ તેમાં મારો શો વાંક? મારા દેવાધિદેવને મેં સરલ દીલે રસથાળ પીરસ્યો હતો. દેવને લાયક પૂજ્યને મનાવવાનું મારી શક્તિની બહાર હતું. મેં પાપ નહોતું વહોર્યું. એ પ્રભુ તો પિછાનતા પરંતુ મારા પૃથ્વી પરના પ્રભુને હું સમજાવી શકતી નહિ.

સાસરે આવ્યા પછી હું એક વાર પણ પીયેર ગઇ નહોતી. દીવાળીને ટાંકણે મને તેડી જવા મારી માતાએ કેટલા ય ધમપછાડા કર્યા. ઘણી જ નમ્રતાથી પ્રથમ મારાં સાસુજીને લખ્યું. તે મારા પતિ પાસે આવ્યાં, "બેટા! તારાં સાસુ વહુને દિવાળી પર ઘેર તેડે છે. તારી ઇચ્છા હોય તો તેમ કરવા હું વ્યવસ્થા કરૂં." પરંતુ મારા પતિ શો જવાબ આપે છે તે સાંભળવાની પણ પરવા કર્યા વિના તે ચાલ્યાં ગયાં.

મારા પતિ મારા તરફ વળ્યા, "માલિનિ! જવું છે? ઇચ્છા હોય તો કહી દે. જરા પણ સંકોચ ન રાખીશ. તું જાય તેમાં મારી ના નથી."

મેં એમના મુખમંડળ સામું જોયું. એમના વદન પરથી તમામ આનંદરેખાઓ ઉડી ગઇ હતી. મારી હાજરી કે ગેરહાજરી આજ સુધી કોઇને ય સાલી નહોતી પરંતુ આજે તો હું નજરે જોયું ન જોયું કરી શકી નહિ. પલક પણ વિચાર કર્યા વિના હું બોલી: "મારે તો કાંઇ જવું નથી. તમને મૂકી એક પળ પણ અળગા થવા મારૂં દિલ નથી ચાલતું."

મારી જાતે જ મેં મારી માતાને લખી જણાવ્યું કે મારાથી અવાશે નહિ. કુટુંબીઓને પણ વિસરાવી દે એવી લક્ષ્મીની માયાજાળ

પર એક નાનકડું ભાષણ મારતો મારાં માતુશ્રીનો ઉત્તર આવ્યો. મારો વર મેં પસંદ કર્યો નહોતો એ બીના તેઓ સહેલાઈથી ભૂલી ગયાં. કનકચમકારે તો તેઓ જ આકર્ષાયાં હતાં. એમણે જ દ્રવ્યદાનવને મારું બલિદાન દીધું હતું. પણ શું કરે? વિધાતાની ઇચ્છા કેવળ જુદી જ હતી. એક મહારાણી સમી હું સુખી હતી પરંતુ એ કૃતિ મારાં માતાપિતાની નહોતી.

કેટલા ય પત્રો લખ્યા. કેટલાં ય કહેણ મોકલ્યાં. એક વાર મારા પિતાજી પણ મારા ભાઈ સાથે આવી ગયા. પરંતુ હું તો એમને અપરિચિત જ બની ગયેલી હતી. વૃક્ષથી ખરી પડેલા કુસુમ પેઠે પાછા વળગવાનો મારા માટે એક પણ માર્ગ નહોતો.

એક દિવસ મારા પતિ અસાધારણ ગંભીર લાગ્યા. દરરોજ તે મુનીમ સાથે ધંધાદિની ચર્ચા કરતા; મિત્રો સાથે વાર્તાવિનોદ પણ કરતા. સંધ્યા થતાં જ તે પરવારી જતા. અમારા શયનમંદિરની ખુલ્લી અગાશીમાં અમે બેસતાં. કોઈ વાર તે ગાતા તો કોઈ વાર બજાવતા. વાડીનાં ફુલ વીણી હું એમની કાજે ગજરા ગૂંથતી. એમના કંઠે હું ફુલહાર આરોપતી ત્યારે તે હસતા, “બધું જ મારે માટે? તારે માટે પણ કુસુમાલંકાર કેમ નથી ગૂંથતી?” હું હસતી. પુષ્પાલંકારે હું કેવી દીપી ઉઠું એ વિચાર જ મને ઠંડી કરી દેવા બસ હતો.

આજે એમને એકાએક ગંભીર જોઈ હું એમની પાસે દોડી ગઈ. “આજે આમ કેમ? અગાશીમાં નથી જવું? શું છે? સિતાર વગાડવાનું વચન આપ્યું હતું એ વિસરી ગયા?

“આજે કશાયમાં દિલ નથી ચોટતું. એકની એક વાત મગજમાં ઘોળાયા જ કરે છે. મનુષ્ય આશાને કદાપિ છાંડી જ શકતો નથી. અશક્ય વસ્તુને પણ તે શક્ય માની લે છે.”

"એવી તે વળી શી વાત છે? મેં આતુરતાથી પૂછ્યું.

એમ છે કે આજે મારા મિત્ર રમેશ વાત કરતા હતા. મુંબઇમાં એક દાક્તર છે તે આંધળાનો અંધાપો પણ દૂર કરી શકે છે. મારા જેવા દર્દીને ય દેખતો કરેલો તેમણે નજરોનજર જોયો છે. આથી હું પણ એ દાક્તરને અત્રે બોલાવવાનો વિચાર કરૂં છું. કદાચ હું જાતે જ મુંબાઇ જાઉં."

અંતે અમે મુંબઈ જવાનું નક્કી કર્યું. મેં ઝટપટ તૈયારીઓ કરી લીધી. ચાર પરિજનો ને બે કારકુનો સાથે લીધા. અમે ગાડીમાં બેસવા જતાં હતાં ત્યાં મારા દિયરજીની પધરામણી થઇ. "ઓહો જવાનું નક્કી પણ કરી દીધું? ને ભાભી સાહેબ! કેમ આમ? કંઈ અતિશય ગંભીર જણાઓ છો? હિન્દુ પત્ની આવે પ્રસંગે ગંભીર ન બને. તમારૂં દીલ ઉકેલવા મને ઘણી જ જીજ્ઞાસા થાય છે."

મારા વિચાર ઉકેલતાં હું જાતે જ ડરતી. મારા દિયરજીને તો મારૂં દીલ કેમ જ વંચાવું? મારા જેવી પરિસ્થિતિમાં હિંદુપત્નીની શી દશા થતી હશે તેની મને ખબર નથી. બાકી મારૂં દીલ તો ચકડોળે ચઢયું હતું. મારા જીવનમાં સારૂં નરસું સાથે જ ટીંગાઈ રહ્યું હતું. એ જુદાં પડે તેમ હતું જ નહિ. મારા દીલમાં કુસુમ ને કંટક સાથે જ ઉગતાં.

અમે એકાદ અઠવાડિયું મુંબાઇ રહ્યાં. ડૉકટરે બરાબર તપાસી અભિપ્રાય દર્શાવ્યો, "લાંબો વખત દવા કરવી પડશે. મટી જવાનો ઘણો જ સંભવ છે," એમ કહી તેમણે અનેક ટીપ્પણો ને સૂચનાઓ ઉતરાવી.

મારા પતિ હવે બીજો કશો ય વિચાર કરી શકતા નહિ. બીજી કશી પણ વાત કરતા નહિ. "માલિનિ!" તે વારંવાર પુછતા, "હું ફરી દેખતો થાઉ તો?"

ડોકટરની ઝીણામાં ઝીણી સૂચનાઓ હું સંભાળથી પાળતી. અંધ થયા ત્યારથી પોતે સર્વસ્વ ગુમાવી દીધું છે એમ મારા પતિ માનતા. હું દરેક રીતે સંસારના સંપર્કમાં રાખવા મથતી. હવે તો દેખતા થવાની આછામાં આછી આશાએ પણ એમણે અન્ય તમામ વ્યવસાય છોડી દીધો. નવીન દવાની તરખટમાં તદ્દન તલ્લીન બની ગયા. મારો અભ્યાસ પડતો મૂકાયો. સારવારમાં ફાજલ વખત જ મળતો નહિ. સંગીતનાં સાજ વખારે પડયાં. ગાયનો અલોપ થયાં. માનીતી વાડી ભાડૂતી માળીને પનોતે પડી. ત્યાં પમરતાં પરમપ્રિય પુષ્પોનું શું થતું હશે તેની ભાળ કાઢવાની પણ મને ફુરસદ નહોતી.

દેખતા થવાની આશા ને અભિલાષા દિન પ્રતિદિન વધતી જ ચાલી. એક દિવસ તે મને કહેવા લાગ્યા, " માલિનિ ! હવે હું ફરી દેખતો થઇશ એમ મને લાગે છે. આછાં રેખાચિત્રો મારા દૃષ્ટિપથે તરવરી રહે છે. ઘણી જ અંધારી ઓરડીમાં કોઇ મનુષ્ય જોઇ શકે એવું હું જોઇ શકું છું."

દરરોજ તે દેખતા થઇ જવાની વાત કાઢતા. હું મુગી મુગી એમને સાંભળ્યા કરતી.

મનમોહન દરરોજ આવતા, આતુરતાથી પૂછતા, " ભાઇ ! કેમ છે ? "

" કંઇ ચોક્કસ કહેવાય નહિ," મારા પતિ જવાબ વાળતા, " બરાબર એક માસ દવા કરવા દે. પછી ડોકટર આશા આપે તો આપણે પણ આશા રાખી શકીએ."

આજે પણ હંમેશ માફક મનમોહન આવ્યા. ભાઇની ખબર પુછી પછી મને કહેવા લાગ્યા, "ભાભી સાહેબ ! મારે તમારી સાથે થોડીક વાત કરવી છે. જરાક ખાનગી છે. માટે પાસેના ખંડમાં આવો. કેમ ભાઈ! તમને અદેખાઈ તો નહિ આવે ને ? "

મશ્કરી માની મારા પતિ હસ્યા. મનમોહનના મુખારવિંદ પરના ભાવ હું વાંચી શકતી. મારૂં હાસ્ય તો અધરદ્વયે જ ઠરી જતું. એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના હું તેમની પાછળ ગઇ. “ જુઓ, ભાભી ! એમણે વિરામાસન પર લંબાવી ચલાવ્યું, “ પહેલાં તો હું તમને પહોંચેલાં ધારતો પરંતુ મારા ભાઇના અતિશય પ્રેમે તમને તદ્દન નાદાન બનાવી દીધાં જણાય છે.”

“ એમ કેમ ? ” મેં પુછ્યું.

“ એ જ કહેવા આવ્યો છું.” તે પોતાનું પેલું કુટિલ હાસ્ય હસ્યા. “ આ પ્રેમમાં તમને સંતોષ નથી વળતો ? તમારા અનુપમ સૌંદર્યનું દર્શન કરાવી મારા ભાઇને તદ્દન ગુલામ બનાવી દેવા માગો છો, નહિ વારૂ ? એમને મારી બહેન નહોતી ગમી. તમારા ગામની પેલી કંચનને પણ એમણે હસી કાઢી હતી. પરંતુ સાવધાન ! તમારા દર્શનથી એમને ફરી અંધાપો ન આવે એ કૃપા કરી સંભાળજો. તમે અતિશય સુંદર છો એમ જ મેં તો એમને આજ લગી કહ્યા કર્યું છે. અમે માત્ર મશ્કરીમાં જ કદરૂપાં કહીએ છીએ એમ તેમના દિલમાં ઠસાવ્યું છે. એવી માન્યતામાં જ તે સુખી છે. આવાં ખોટી ધારણામાં તમે એમને સુખી રહેવા દેવા માગતાં નથી એ સ્પષ્ટ વાત છે. આવી ધ્યાનપૂર્વક બરદાસ્ત કરશો તો તે અવશ્ય દેખતા થશે. એ ચક્ષુદાન પછી તે તમારો જરા પણ વિચાર કરશે એવી આશા ન જ રાખશો.”

મારા હૃદયને જે ભુત આજ કેટલાય દિવસ થયાં વારંવાર ભડકાવતું તે આજ મારા દિયરજી સ્વરૂપે મારી સમક્ષ આવી ઉભેલું જણાયું. મારાં આંત્રિક ચક્ષુઓ હું બંધ કરી દેતી. મારા હૈયાનું નરક જોવા હું ઇચ્છતી નહિ. ભુતના ભયંકર બડબડાટો હું ન સાંભળું તે તે માટે કાને પૂમડાં પુરતી. પરંતુ એ જ ભુત આજે મારા હૃદયના નરકાગારમાંથી ઉગી નીકળી મારી સન્મુખ ખડું થયું. એના પાતળા

હોઠ પર કાતિલ હાસ્ય ફરકી રહ્યું હતું. મનમોહન સુંદર હતા પરંતુ એમના મનોરમ મુખારવિંદ પાછળ કાળો નાગ છુપાઇ રહ્યો હતો.

"ને ભાભી! હું તો તમારા લાભાર્થે જ કહેવા આવ્યો છું. તમે માનતાં હશો કે મારા ભાઈ સાદા દિલના સીધા આદમી છે; લગભગ યોગીની કોટિએ એમને તમે તો મૂકતાં હશો; પરંતુ સાચી રીતે તપાસતાં મારા ભાઇ એવા છે જ નહિ. પહેલાં તો એ ગજબ કરી નાંખતા. એમનાં કૃત્યોનું મારાથી વર્ણન પણ થઈ શકતું નથી. આપણે તો એમની કલ્પનાનાં પુતળાં. આપને મારૂં ન માનવું હોય તો ભલે! એમને ચક્ષુ પ્રાપ્ત કરવા દો, પછી બધી વાત."

મારા હૃદય પર બરફઠંડો હાથ પડયો, "આ તે તમે શું બકો છો? તમે તે એમના ભાઈ છો કે કોણ? આવું તે બોલાતું હશે?"

"એમનો ભાઇ છું માટે જ આમ બોલું છું. એક વાર તમને નજરે નિહાળ્યા પછી એ દર્શનત્રાસથી બચી શકશે કે કેમ એ જ શંકાસ્પદ છે ને તમે તો વળી સ્વર્ગની સૌંદર્યદેપીથી માત્ર સહજ જ ઉતરતાં છો. મારા સામું આમ કેમ જુઓ છો? વેર વાળવા વિચાર કરો છો? ભાઇ પાસે મારા કાવાદાવાનો સ્ફોટ કરી દેવા વિચારો છો? ભલે! મને તેની પરવા નથી. મનમોહનને ડરાવે એવો વિરલો હજી પાકયો નથી ને પાકનાર પણ નથી."

જતાં જતાં વળી તેમણે ઉમેર્યું, "દવાઓનાં બે બિંદુઓને બદલે પાણીનાં બે બિંદુઓ એમના ચક્ષુઓમાં તમે રોજ નાંખ્યા કરો તો એની એમને સમજણ પણ પડે નહિ ને તમારી આપત્તિ પણ ટળી જાય."

હું તો મનમોહનનું આ સંભાષણ સાંભળી મૂઢ જ બની ગઇ. મારા પતિએ સંદેશા પર સંદેશા પાઠવ્યા. મેં એમના દૂતોને પાછા વાળ્યા. "મને જરા ઠીક નથી; મારાથી નહિ અવાય" એવા પ્રત્યુત્તરો

પાઠવ્યા. એ જમ્યા કે નહિ તેની પણ ખબર કાઢી નહિ. પેલું ભુત મારા નયનમંડળમાંથી અદ્દસ્ય થયું હતું પરંતુ મારા મનોમંદિરમાં તે હજી ય ભરાઇ બેઠું હતું. એનાં વચનો મારા અંતઃકરણમાં વજ્રલેપ સમાન જડાઈ ગયાં હતાં. એ વેણુ અગ્નિતણખાથી કોતરાયાં હતાં. મારાથી એ સહજમાં કેમ વિસરાય? આખી રાત હું જમીન પર પડી રહી. તંદ્રામાં વિચારસ્વપ્નો ઉકેલ્યાં. મારા પર આવી આપત્તિ કદી આવી પડશે જ નહિ એમ મેં મારૂં મન મનાવ્યું.

એવો પણ એક સમય હતો જ્યારે પ્રેમ શું ચીજ હશે એ પણ હું સમજી શકતી નહિ. પ્રભુની સુરખીભરી હવા ને વિશાળ અંબરપટ મારાં આનંદધામ હતાં. પછી આવ્યાં વિગ્રહ ને વિટંબણા સમસ્ત સંસારે મને એક તરફ ધકેલી પરંતુ હું તો બીજી જ દિશામાં ગઇ. મારા અંધ પતિને ઉરને ઉમળકે વધાવી હું સંતોષ માની રહી. એ પંથે પણ કેવો આનંદપ્રકાશ પથરાયો! મારા જીવનમાં પ્રવેશ કરતાં એ પ્રેમ મને પ્રભાતસ્વપ્નથી પણ મીઠો લાગ્યો હતો. હું કદરૂપી હતી એથી સંસાર મને શ્યામ ને કુરૂપ ભાસતો. એવામાં મને પારસમણિનો સ્પર્શ થયો. મારી કાયાપલટ થઇ. ત્યાં વળી આ કાળો નાગ ક્યાંથી? એના દંશે મારી સમસ્ત મનોરથસૃષ્ટિ વિષમય બની ગઇ. મારૂં દિલ વલોવાઇ ગયું. જીવન ખારૂં બની રહ્યું. એવું અકારૂં જીવન પણ જીવ્યા વિના મારો છૂટકો નહોતો. સાધુપુરૂષ સમોવડા મારા એકલવાયા પતિને આ દાવાનળમાં રઝળતા મૂકી શકું તેમ નહોતું. પહેલાં પણ એક વાર મેં આ જ નિશ્ચય કર્યો હતો. 'મારા આવાગમનને હું આશીર્વાદમાં પલટાવી નાંખીશ.' પરંતુ હાય! પ્રભુએ તો મારા સ્વમાનના મૂળ પર ચોટ લગાવી હતી.

ઉઘાડી બારીમાંથી અરૂણપ્રકાશ પ્રકાશી રહ્યો. મારૂં વદનકમળ એ જ્યોતિએ નહાયું. ત્યાં દ્વાર પર પગલાંનો અવાજ સંભળાયો. મેં ઉંચું જોયું. મારા પતિ મારી સમક્ષ આવી ઉભા હતા. હું ક્યાં હતી

એ એમણે કળી લીધું હતું. એમના દયામણા અંધવદનને નિહાળતાં મારા નયનોમાં નીર ઉભરાયાં. તે ધીરે ધીરે મારી નજીક આવ્યા, “ માલિનિ ! હવે તો ઠીક છે ને ?”

મેં મારાં અશ્રુ લોહી નાંખ્યાં, “ હા, મને ઠીક છે. હું તદ્દન સારી થઈ ગઈ છું. ચાલો ! આપણા ખંડમાં જઈએ.”

મારા હાથમાં એમનો હાથ ઝાલી હું બહાર નીકળી. લગ્નગ્રંથીની રાત્રે મેં જે પ્રતિજ્ઞા કરી હતી તે મેં ફરી વાર ઉચ્ચારી.

૫

દવાથી મારા પતિને સંતોષકારક સુધારો થતો ગયો. ફરીથી વળી મુંબાઇ જવાનું થયું. મારા દિયરજીએ હમણાં હમણાં દરરોજ દર્શન દેવાનું બંધ કર્યું હતું પરંતુ આજે તે કોણ જાણે કયાંથી યે આવી ચઢયા. “ મને થયું કે હું પણ તમારી સાથે આવું,” આવતાં વેંત જ તેમણે શરૂઆત કરી, “ કેટલાય દિવસ થયાં હું ગામડાથી છૂટયો નથી. મુંબાઈની મુસાફરીથી ઘડીક આનંદ આવશે.”

મારા પતિએ ઘણા જ આનંદથી સંમતિ દર્શાવી, “ ચાલો ! તમે સાથે હશો તો મને પણ ઓછી તકલીફ પડશે.”

“ જરા ઉભા ન રહો. હું મારાં કપડાં લઈ આવું.”

તે અમારી સાથે આવ્યા. આમ મઝા માણવાની તક એ જવા જ કેમ દે ? એમના વાર્તાવિનોદે અમને પણ પ્રવાસમાં સહજ આનંદ પડયો.

હૃદયનો ઘાવ બીજા જલદી ન જ પિછાની શકે. એ દિવસના સ્મરણે અદ્યાપિ મારા દિલમાંથી રૂધિર ટપકી રહે છે.

મુંબઇ જઈ તુરત જ અમે ડોકટર પાસે ગયાં. તેમણે અમને સારી આશા આપી. નવી દવાઓ આપવામાં આવી. શસ્ત્રક્રિયા પણ કરી. ત્રણ ત્રણ દિવસ સુધી આંખે પાટો બાંધેલો જ રાખવા એમણે

સૂચના કરીને એ ત્રણ દિવસ તો એમની પથારી પાસેથી હું ખસી પણ નહિ. ચોથે દિવસે પાટો છોડવામાં આવ્યો. અંધાપો દૂર થશે એવી અમને સર્વને આશા પડી.

પછી એ જીવનપલટાનો દિવસ ઉગ્યો. સવારથી મેં એમના ખંડમાં પગ નહોતો મૂકયો. એક શિક્ષિત નર્સ રોકવામાં આવી હતી. એ ધ્યાનપૂર્વક એમની સંભાળ રાખતી. બીજો પ્રસંગ હોત તો એક ધંધાદારી નર્સના આશ્રયે મારા પતિને મૂકી હું દૂર રહી જ ન હોત. પરંતુ અત્યારે તો મારી ચાકરીની તેમને જરૂર નહોતી.

એટલામાં મનમોહન આવ્યો, "ભાભી ! ભાઇ પાસે નથી નથી જવું ? અમને તો એમણે પહેલાં જોયાં છે. તમે તો તદ્દન જ નવાં છો."

એમનાં શબ્દબાણ મારૂં હૃદય આરપાર ભેદી નાંખતાં. એ વાત આજ સુધી તો એમણે જાણવા દીધેલી નહિ પરંતુ આજે તો મારાં નેત્રોમાં આંસુનું પુર ઉભરાયું. એમને પ્રત્યુત્તર આપતાં મારો સ્વર પણ થડકયો. "તમારો મેં શો અપરાધ કર્યો છે તેની મને ગમ નથી. કટ્ટા શત્રુની પેઠે મને શા માટે સત્કારો છો તે નથી કળાતું."

તુચ્છકારથી હસતા મનમોહન વિકરાલ વરૂનો સાક્ષાત્કાર કરાવતા. એવું જ હાસ્ય હસી આજે પણ તે વિદાય થયા.

પછી આયાએ પ્રવેશ કર્યો, "બાઈ સાહેબ ! પાટા છોડી નાખવામાં આવ્યા છે. હવે શેઠ સાહેબ તદ્દન સ્પષ્ટ રીતે જોઇ શકે છે. આપને સત્વર બોલાવે છે."

મારાં ઉરૂયુગલ કંપી રહ્યાં. મને બચાવનાર અમોઘ શક્તિ સમસ્ત બ્રહ્માંડમાં પણ નહોતી સરજાઇ. હું જાતે જ ત્યાં જાઉં ? મારા હાથે જ મારો મૃત્યુઘંટ વગાડું ? મારી જાતની તો મને ચિન્તા જ નહોતી

પરંતુ મારી કુરૂપતાના ત્રાસથી મારા પતિને કેમ બચાવાય ? વજ્રપાતનો ભય પળે પળ ઝઝુમી રહ્યો હતો.

મારા પતિએ મને બોલવવા ફરીથી માણસ મોકલ્યું. આ વેળા મારે છૂટકો જ નહોતો. વધ્યશિલા તરફ જાતે જ જવા ફરજ પડે એવા અભાગિયાની ચાલે હું ચાલી. દ્વાર આગળ પહોંચતાં દ્વાર તરફ પીઠ કરી બેઠેલા એમને મેં જોયા. હવે તે આરસની પ્રભુપ્રતિમા સમોવડા નહોતા. હવે તે મનુષ્ય થયા હતા. એમાં નેત્રોમાં દૃષ્ટિનું તેજ ચમકતું હતું. મને એ જુએ તે પહેલાં મેં એમને જોઈ લીધા. જીવનપર્યંત એમને જોયા જ કરૂં એમ મને થયું.

ઓચિંતા એ મારા તરફ વળ્યા. એક ક્ષણભર એમની દૃષ્ટિ મારા પર ઠરી. ઓ પ્રભુ ! એમનાં નયનમાં શું ભર્યું હતું ? એકના દૃષ્ટિતેજથી અન્ય શિલાવત્ બની જાય એવું વાર્તાવલિમાં વાંચ્યું હતું. આજે તે પ્રત્યક્ષ અનુભવ્યું. મારા પતિનું દૃષ્ટિતેજ મને શિલામય કરી દેતું ભાસ્યું. મારૂં હૃદય ઠરીને બરફનો ખંડ બની ગયું.

આયાને ધમકાવતો એમનો સુર સંભળાયો, " મારી પત્ની માલિનીને બોલાવી લાવવા કહ્યું તે ન સંભળાયું ? માલિની ક્યાં છે ? "

" આપની સામે જ ઉભાં છે ને ? " આયાએ ચીડાઈ ઉત્તર દીધો.

" મનમોહન ! " એમણે ગુસ્સામાં જ રાડ નાંખી. શું થાય છે એ જોવા હું પલ વાર પણ ન રોકાઇ. કઠેરાને ટેકવી કંપતા પગે હું દાદર ઉતરી ગઇ. રસોડાની પાસેના ખાલી ખંડમાં હું ભરાઇ ગઇ.

હું હિંદુ કન્યા હતી. આત્મઘાતથી અનંત નરકત્રાસ મળે છે એવું મને પ્રથમથી જ શીખવવામાં આવ્યું હતું પરંતુ હું તો નરકના જ્વાલામુખીમાં જ ઉભી હતી. બીજા નરકની મને જરા ય બીક નહોતી. મારી પાસે સાધન હોત તો આત્મઘાત કરતાં પલ વાર

પણ ન રોકાઈ હોત. પરંતુ એ ખંડ તદ્દન ખાલી હતો. ત્યાં કોઈ પણ રહેતું નહિ. જમીન ભેજવાળી ને ગંદી હતી. છતાં ય હું ત્યાં પડી રહી. બાર કલાક કેમ વહી ગયા તેની પણ મને ખબર નથી. ઘેનના બકવાદ માફક ધુમ્મસનું કોઇ મોજું ફરી ન વળ્યું હોય તેમ મારી સ્મરણશક્તિ આછી પડી ગઇ. ભેજવાળી જમીન પર દુઃખથી આળોટતી વ્યક્તિ બીજી જ હતી એમ મને થયું. પરિસ્થિતિ જરા ય ન કળાઈ.

કેટલી ય વાર બારણાં ખખડયાં હશે. હું તો હાલી પણ નહિ. સંધ્યા થવા આવી ત્યારે ભયંકર અવાજ સાથે મારા ખંડનું દ્વાર તૂટી પડયું. મનમોહનની આગેવાની હેઠળ છ સાત મનુષ્યો અંદર ધસી આવ્યાં.

મને જીવતી ને સાજી સમી જોઇ એ લોકો આશ્ચર્યચકિત બની ગયા. નોકરો ને કારકુનો દિંગ્મૂઢ બની બહાર જ જતા રહ્યા. મનમોહન તો ગાંડા જેવા બની ગયા, "તમને જરા ય શરમ નથી?" તે બરાડયા, "તમારા જેવું તો આખી જીંદગીમાં કોઇ પણ દીઠું નહિ. આખો દિવસ અમે બારણાં ઠોકયાં પણ જવાબ જ ન મળે. અમે તો ધાર્યું કે ક્રોધાવિષ્ટ થઇ ચિતાએ ચઢતી વીરનારીઓની સંખ્યામાં સંગીન વધારો કરવા આપ સિધાવી ગયાં હશો એટલે અમારે આ બારણું પણ ઉતરાવવું પડયું.

હું તો બોલી જ નહિ. "જરા ઉભાં થાઓ, ભાભી સાહેબ!" તેમણે ચલાવ્યું, "ખાવું હોય તો કાંઇક ખાઈ લો. આખો દિવસ વીતી ગયો છે ને આપે ખાધું પણ નથી એ તો યાદ છે ને? આ કુટુંબમાં તો કેટલી ય કદરૂપી કન્યાઓ આવી ગઇ. અમે તો કોઇને ય કાઢી મૂકી નથી. અમારે ત્યાં તો દરેકને આશ્રય અપાય છે. સમજ્યાં?"– જાણે હું એમના આશ્રય વિના મરવા પડી હતી.

મારા પતિ વિષે મેં કશું ય પૂછયું નહિ. મારા દિયરજી પણ એમના વિષે કશું ય બોલ્યા નહિ. જેવા એ ગયા કે હું ખંડ બહાર આવી. જ્યાં જુઓ ત્યાં નોકરો ને ચાકરો. એમના દેખતાં હું કશું ય કરી શકી નહિ. એમની આગળ મારે શેઠાણી તરીકે મોભો જાળવવાનો હતો.

મારા પતિએ મને ફરી બોલાવવા મોકલ્યું જ નહિ.

રાત્રિ પડી. ધીમે ધીમે હું ઉપર આવી. મારા અંગ પર હજી ય મુલ્યવાન ઢાકાની સાડી ફરફરતી. રત્નો પણ ઝળકતાં. એ બધું ય મેં અંગ પરથી ઉતારી નાંખ્યું. મારા પીયેરથી આણેલો સાદો પોષાક મેં ધારણ કર્યો. મારી પાસેની કુંચીઓ મેં ટેબલ પર મૂકી. અન્ય સર્વ વસ્તુઓ પણ મેં વ્યવસ્થિત રીતે ગોઠવી દીધી. છુપાઇને પછી હું નીચે ઉતરી. રાત્રિના શ્યામ અંધકારમાં શમાઇ ગઈ.

કયાં જવું ? શું કરવું ? મેં કશો ય વિચાર કર્યો નહોતો. મારા પતિના નયનથી ભભૂકેલી એ દષ્ટિ ફરીથી ઝીલવા હું પલક વાર પણ રોકાઇશ નહિ એટલો જ ખ્યાલ માત્ર મારા મગજમાં રમી રહ્યો. બીજું દરેક સંકટ, દરેક પ્રસંગ, વધાવી લેવા હું તૈયાર હતી.

પછી મારૂં શું થયું ? પુરેપુરી કર્મકથની કથતાં મોટું પુરાણ વંચાય. સરિતાના ઘાટ પર હું બેઠી. બે ચાર પગલાં અંદર ઉતરવાનો નિશ્ચય કરવા હું પ્રયત્ન કરવા લાગી. એમ જલ્દી કરી નાંખ્યું હોત તો મારી તમામ જંજાળોનો અંત આવી ગયો હોત. પરંતુ બે ચાર પગથિયાં પણ હું નીચે ઉતરી શકી નહિ, મારે માટે ચિંતા કરનાર કોઇ પણ નહોતું. ઉલટું કેટલાંક રાજી થાય તેમ હતાં. એમની કટુ વાસનાઓ ઉચ્છેદવા મેં જીવતા રહેવા નિશ્ચય કર્યો. ઓ દિયરજી ! મને મરેલી માની આપ આપનું ભયંકર હાસ્ય ભલે હસ્યા કરો ! પણ હું મરવાની નથી. ચિતાના ભભૂકે તમારૂં મનોરમ મુખારવિંદ

ભસ્મીભૂત થશે ત્યારે પણ કદાચ કુરૂપતા વધાવતી હું જીવતી હોઈશ. જેને મેં મારૂં સર્વસ્વ અર્પણ કર્યું હતું એમનો વિચાર સરખો પણ હું કરનાર નહોતી. એ તો પ્રભુની પાષાણપ્રતિમા હતી. એમની આગળ હું અગરબત્તીશી બળતી. એમનો વિચાર કરત તો હું જીવતી રહી શકત જ નહિ. બિચારી અગરબત્તી ! ! સુગંધ અપાઇ ત્યાં સુધી એ બળી. રક્ષા રહેતાં એનું વિસ્મરણ થયું. ભલે ! એને પણ એનું અસ્તિત્વ ભૂલી જવા દો !

એ ભયંકર પરિસ્થિતિમાંથી એક સાધુ પુરુષે મને બચાવી. મને એમણે આશ્રય દીધો. હું એમને જીવનપર્યંત વિસરી શકીશ નહિ પ્રત્યેક વ્યક્તિએ માત્ર મારી બાહ્ય કુરૂપતા જ જોઇ હતી. આમણે એકલાએ જ તેની અંદર દુઃખથી સીઝાતો આત્મા નીહાળ્યો. એમના આશ્રયમાં મને શાંતિ વળી.

મારી કર્મકથા સાંભળવા એમણે જરા ય જીજ્ઞાસા બતાવી નહિ. મારા કહ્યા વિના જ કદાચ એ કળી ગયા હશે. મારા વદન પર જ મારી સઘળી કહાણી લખાઇ ગઇ હશે. મને પડખે લઇ એ વૃદ્ધ પુરુષ બોલ્યા, “બેટા ! પ્રભુએ આપેલા જીવનને મનુષ્યે આમ વેડફી મારવાનું નથી. મનુષ્ય પર રોષે ભરાઈ આત્મબલિદાન દેવું ન જ ઘટે. મારી સાથે ચાલ. હું તને શાંતિને પંથે વાળીશ.” જરા પણ ખટકો રાખ્યા વિના હું શ્રદ્ધાથી તેમને અનુસરી.

એમનાં પત્નીએ પણ મને માયાળુ રીતથી સત્કારી. એ દંપતી સિવાય ગૃહમાં અન્ય કોઇ જ નહોતું. છોકરાં પણ નહિ ને નોકરો પણ નહિ. એ શાન્ત વાતાવરણ મને ગમ્યું. ધીમે ધીમે મારા હૃદયનો ઘાવ રૂઝાતો ગયો.

મારા ગતજીવન વિષે એમણે કદાપિ પ્રશ્ન કર્યો નહિ. નિરાધારના આશ્રયદાતા થવા–એકલવાયાના આધારરૂપ બનવા એ યુગલ નિર્માણ

થયેલું જણાયું. દુઃખની ઝડી વેઠનારના તારણહાર લેખાઈ પોતાની લાલસા તૃપ્ત કરનારના હાથમાં હું ન પડી એ માટે મેં પ્રભુનો પાડ માન્યો. એ ગૃહિણીને હું ગૃહકાર્યમાં મદદ કરતી. તે હસીને મારું કાર્ય વધાવતાં. મારાં ખોટાં વખાણ કરી તે મને કદાપિ શરમાવતાં નહિ. હું કયાંથી આવી હતી તે તેઓ જાણતાં નહિ; હું કેવી હતી તેનો તમને ખ્યાલ નહોતો; છતાંય મારામાં તેમણે સંપૂર્ણ વિશ્વાસ મૂકયો હતો.

એ ભયંકર વજ્રપાતથી હું જરા સ્વસ્થ થઈ ત્યારે તે મહાપુરૂષ મારી કને આવ્યા. "તમારે કંઈ કામ કરવું છે ? તમને પસંદ પડે એવું તમને હું કાંઈ શોધી આપું ? તમે કેળવાયલાં છો ? કોઈ કન્યાશાળામાં શિક્ષિકા થઈ શકશો ?"

જ્યારે મેં અભ્યાસ આદર્યો હતો ત્યારે મને શમણેય ખ્યાલ નહોતો કે તેના પર મારા પોષણનો ભાર લાદવો પડશે. મારી વિદ્યાને હું એક અલંકાર લેખતી. મારા પતિને આનંદવા મેં એને ધારણ કરી હતી. એમણે જ મને તે અર્પણ કરી હતી. તેને આજીવિકા ખાતર વેચવા મારૂં દીલ ન ચાલ્યું. એમનું બીજું કોઈ પણ સ્મરણચિહ્ન મારી પાસે નહોતું. એથી વિદ્યાને મારા અંતરમાં ભરી રાખવા જ મેં નિશ્ચય કર્યો.

"મારે શિક્ષિકા નથી થવું" મેં કહ્યું, "પણ હું અંધ મનુષ્યોની સારી પેઠે સંભાળ રાખી શકીશ. કોઈ અંધાશ્રમમાં મને કામ શોધી આપશો તો મને ઘણું જ અનુકુળ થશે."

એ મહાપુરુષે મારી માગણી મુજબ યોજના કરી. એક અંધ દવાશાળામાં હું પગારદાર આયા બની રહી. એ અંધમંડળમાં હું મારી કુરૂપતા સહેલાઈથી ભૂલી શકી.

૬

શહેર બહાર એક વિશાળ ક્ષેત્રની મધ્યમાં મારી એ દવાશાળા આવી રહેલી હતી. જાણે હું મારે વતન પાછી ફરી હોઉં એટલી મને નિરાંત વળી. તરૂવૃન્દોએ નવપલ્લવિત શાખાઓ ઝુલાવી મારૂં સ્વાગત કર્યું. સરિતાજલે મને સંગીતથી વધાવી. પંખીઓના મધુર કલરવે હું આનંદ પામી. હરેક સંધ્યાએ સરિતાને ઓવારે પાડોશના ગામડાની સ્ત્રીઓ એકઠી થતી. એમની વાર્તાઓ ને ગપ્પાંઓ હું રોજ સાંભળતી; માઇલોના માઇલો સુધી પથરાયલાં ડાંગરનાં ખેતરો મારી આગાશીમાં જતાં દૃષ્ટિપથે તરવરી રહેતાં; આંબાવાડિયાની ઘટા ઓપતી; ગામને ચીલે આરામથી ચાલતાં ગાડાંઓ નજરે પડતાં. સ્વપ્નદશામાંથી મારા કન્યાકાળમાં જાગ્રત ન થઇ હોઉં એમ મને લાગ્યું, મારા પતિ, એમનું કુટુંબ, કુટિલ વેદના ને આનંદઘેર્યા દિવસો સૂર્યોદય પહેલાંના ધુમસમાં અદૃશ્ય થતા લાગ્યા. છતાંય ઘાવ તો તાજો જ રહ્યો, એ સર્વ શમણું નહોતું. હું તો રોજ ભુલી જવા મથતી પરંતુ એનાં ભયંકર સંભારણાં એમ ઓસરી જાય તેમ નહોતાં.

પરિચિત નામો નજરે ચઢે એ બીકથી હું વર્તમાનપત્રો પણ વાંચતી નહિ. આખો દિવસ હું મારા દર્દીઓ સાથે જ ગાળતી. મને વિચાર કરવાની ય નવરાશ ન મળે એમ હું મારો કાર્યક્રમ ગોઠવતી.

મહિના પર મહિના વીત્યા. ઘાવ જરા તરા રૂઝાયો પણ ખરો. બાળ બાળ કરતો વિરહાનલ પણ સહજ શમ્યો. મનમોહનને પણ સ્વાગત દઇ શકું એટલી હું તૈયાર થઇ.

એક દિવસે સવારે અમારી દવાશાળાના મુખ્ય અધિકારીએ મને બોલાવી, " માલિનિ ! પહેલે માળે આવેલો વિશાળ ખંડ એક નવા દરદી માટે તૈયાર કરવાનો છે અને એની તહેનાતમાં તારે રહેવાનું

છે. એ લોકો ઘણા જ શ્રીમંત છે એટલે દરદીને તમામ પ્રકારની સગવડ આપવા માગે છે.

મેં તમામ તૈયારીઓ કરી દીધી. નવા દરદી પણ આવ્યા. ગાડીમાંથી ઉતરતાં જ મારા પરમ પરિચિત મુખારવિંદનું દર્શન થયું. આટઆટલી મહેનત પછી મેળવેલી એમની ચક્ષુજ્યોતિ એમણે શાથી ગુમાવી દીધી હશે?

"શું જોઈ રહી છે?" મને ઠપકો મળ્યો, "ઉપરના ખંડમાં દોરી જા."

મુર્છા વળતાં સાવધાન થઇ હોઉં તેમ મને મારી પરિસ્થતિનું ભાન થયું. મેં મુગા મુગા માર્ગ બતાવ્યો. એમનો અજાણ્યો અનુચર એમની પૂંઠે આવ્યો દરદીને એક વિરામાસન પર પધરાવી તે ચાલ્યો ગયો. એ દૂર થાય ત્યાર પહેલાં દરદીની આવી દશા ક્યારથી થઇ એ વિષે સાથે આવેલી આયા સાથે મેં પરપૂછ કરી લીધી.

"અરે! એ વાતને તો ઘણા ય દિવસ થયા," તેણે ખુલાસો કર્યો, "એક વાર તેમને આરામ થયો હતો પરંતુ પાછળથી એક વાર તેમની આંખમાં અકસ્માત ખોટી દવા નંખાઇ ગઈતે એમની દષ્ટિ લઇને જ નીતરી ગઇ."

આ સાંભળતાં જ મને મારો કંઠ દાબી દેવાનું દીલ થઇ આવ્યું. દૈત્યોની વચ્ચે દેવ સરિખડા મારા સ્વામીને અનાથ મૂકી હું અભાગણી શાને ભાગી ગઇ? મારાથી એ તિરસ્કારની નજર ન જીરવાઇ એથી એમને સદા માટે દષ્ટિનેજ ગુમાવવું પડયું. હવે તો તેમને હું નહિ જ છોડું. મારે મારા પાપનું પ્રાયશ્ચિત કરવું જ જોઇએ.

સંધ્યાકાળે એમનું ખાવાનું લઈ હું અંદર ગઇ. હું થાળી ગોઠવવા જતી હતી ત્યાં ઓચિન્તો એમણે મારો હાથ પકડી લીધો, "માલિનિ!"

મારા હાથમાંથી થાળી પડી ગઇ. મારા નયનમાં અશ્રુનું પુર

ઉભરાયું. એમના ચરણુમાં હું ઢળી પડી, " હા નાથ ! હું માલિની જ છું. આપે મને શી રીતે ઓળખી ?"

" પહેલાં ઓળખતો થયો હતો તેમ, " તે બોલ્યા, " તારાં પગલાંથી હું એવો તો ટેવાઇ ગયો છું કે બીજા ખંડમાં બેઠે બેઠે પણ હું તારૂં અસ્તિત્વ કળી શકું છું. મારા સામી ઉભી રહું ને હું તને ન પિછાનું એ બને ખરૂં ? તું પણ એ માની શકે ? અંધની દૃષ્ટિ કદાપિ ભૂલ ન જ ખાય."

એક ઘડીભર હું થંભી ગઇ, " મને ક્ષમા આપી ?"

તેમણે મારા મસ્તક પર હાથ ફેરવ્યો. એમના વદન પર સ્મિત ફરકી રહ્યું, " હા ! તું આવતી રહી તે જ સારૂં કર્યું. તને ગુમાવવાથી જ મેં તારી ખરી કીંમત પિછાની. મારી દૃષ્ટિ કરતાં પણ તું અધિક મુલ્યવાન નિવડી છે. મારી દૃષ્ટિ મને સાંત્વન આપી શકી નહિ. હવે તેની મારે જરૂર પણ નથી. આપણે અંધકારમાં જ મળ્યાં હતાં. અંધકારમાં જ આપણે રહીએ. હું પ્રકાશ માટે લાયક જ નથી. મારા અંધકારમાં જ તું સદા મારે સૌંદર્યમૂર્તિ બની સુહાઇશ. દૃષ્ટિતેજે તારૂં અવામન કર્યું હતું. હવે તે કદાપિ પાછું વળશે નહિ. જે દૃષ્ટિપડળે આપણને જુદાં કર્યાં હતાં તે હવે સદાને માટે દૂર થયું છે."

આ પ્રમાણે અમારૂં પુનર્મિલન થયું છતાં ય મારી ગુલાબ પાંદડીએ કંટક તો વળગેલાં જ રહ્યાં. મારે કાજે એમણે દૃષ્ટિનું બલિદાન દીધું. પરંતુ એ વજ્રપાતે મારા જીવનનું અમોલું રત્ન મને મળ્યું. ફણિધરના શિર પર ચમકતો મણિ નરવરને હાથ ચઢ્યો. એના વિષથી મારૂં સમસ્ત અસ્તિત્વ કથળી ગયું છતાં ય એ મણિની જ્યોતિએ ભયંકર દશાનું વિસ્મરણ થયું.



૧

સંધ્યાનાં આછેરાં અંધારાં પૃથ્વીના પટ પર પથરાઇ રહ્યાં હતાં. પાટનગરની સાંકડી નાળમાં થઇ એક યુવાન ઉતાવળે પસાર થઇ રહ્યો હતો. એનાં વસ્ત્રો ફાટેલાં ને ગંદાં હતાં છતાં ય એના વદનનું માપ લેતાં એની ગૃહસ્થાઇ પરખાઇ આવતી પણ સહેલાઇથી તો નહિ જ; તથાપિ કુલિનતા ને કેળવણીની છાપ તદ્દન સ્પષ્ટ હતી.

ગલીના છેલ્લા ઘર આગળ તે થંભ્યો. મુખ્ય દ્વાર બંધ હતું. બારણાની અસંખ્ય ફાટોમાંથી રજનીના ઘોર અંધકારમાં સરી જતાં પ્રકાશકિરણો જોવાની રોજની પેઠે આજે પણ તેણે આશા રાખી હતી. પરંતુ એ આશા નિરાશામાં પલટાઇ ગઇ. એણે ધીમેથી સાંકળ ખખડાવી બુમ પાડી, " ચારુ ! ચારુ ! "—

જવાબ ન મળ્યો. સાંકળ જરા જોરથી ખખડાવી. જરા જોરથી બુમ પાડીઃ " બા ! ઓ બા ! " આ વેળા ક્રોધથી ફુંફાડો મારતું

દ્વાર ઉઘાડ્યું. પેલો યુવાન સાચવીને અંદર પેઠો ને પુછવા લાગ્યો, "દીવો કેમ નથી કર્યો? બા! જુઓ ને, કેટલું બધું અંધારૂં છે!"

"તારો દીવો પ્રગટાવવા હું દેહ બાળું?" ધુંધવાતા કોપને પરાણે ડારતો એની બાનો અવાજ આવ્યો, "મારો રોયો આગમાં બળતી મૂકી દીસતો રહ્યો."

સદ્‌ગત પિતાજી ઉપર થયેલા આ અતિશય સભ્ય ધડાકાથી યુવાનનું મો તદ્દન સીવાઈ ગયું. તેણે છાનામાના ઉપર ચઢવા માંડયું. પહેલા માળની એક નાનકડી ઓરડીમાં ચૌદેક વર્ષનો કુમાર ચીથરેહાલ દશામાં બીમારીને બીછાને પડયો હતો. મીણબત્તીના એક નાનકડા કકડાએ ત્યાં પ્રકાશ પુર્યો હતો. પીગળતું મીણ ભેગું કરતી એક નાનકડી બાલિકા તેની બાજુમાં જ બેઠેલી હતી.

પેલો યુવાન અંદર આવ્યો. "ચારુ! આ શું કરે છે?" તેણે પુછ્યું.

"મીણ એકઠું કરૂં છું. ભાઇ! એની નવી મીણબત્તી બનાવીશ." પેલી બાલાએ તુરત જ જવાબ વાળ્યો."

"ઓહો!" તેના ભાઇએ આશ્ચર્ય દર્શાવ્યું, "મોટી પંડિત થઈ ગઇ. નવી મીણબત્તી કેવી રીતે બનાવીશ?"

"અરે! એમાં તે શું? એ તો તદ્દન સહેલી વાત છે." ચારુએ ચલાવ્યું, "મોટા ભાઇ! મીણની પેલી ડબ્બી છે ને-તેમાં આ કકડા ભરી સગડી આગળ મૂકીશ એટલે બધું ય મીણ ઓગળી જશે; પછી તેમાં વાટ મૂકીશ ને ડબ્બી સગડીથી દૂર ખસેડી મીણ ઠરવા આવે કે નવી મીણબત્તી બહાર કાઢી લઇશ."

૨

એવામાં પેલો માંદો કુમાર તેમની તરફ વળ્યો ને પુછવા લાગ્યો, "મોટા ભાઇ ! મારૂં ખાવાનું લાવ્યા ?"

"હજી તેં નથી ખાધું ?" મોટા ભાઇએ નિરાશામાં પ્રશ્ન કર્યો.

વાકય પુરૂં કરે તે પહેલાં એમની માતા રંગભૂમિ પર ઉપસ્થિત થયાં. "શું ખાય ?" ચંડિકાસ્વરૂપે તે તડૂકયાં. "સવારનો થોડોક ભાત હતો તેમાંથી ચારુએ ખાધું ને થોડો તારે માટે રહ્યો છે. એને માટે મેં થોડી રાબ બનાવી હતી પણ આપણા નવાબજાદાને ગળે ઉતરે ? ભાઈ સાહેબને તો નારંગી ને દ્રાક્ષ જોઇએ છે.

પેલા યુવાનનો ધારિ દુ:ખથી થડકી રહ્યો. તે ધીમે ધીમે ખંડ બહાર ચાલ્યો. "કયાં જાય છે ?" તેની બાએ પુછયું, "જરા ભાત ખાઇ લે ને."

"પ્રભાકરે કશું ય નથી ખાધું ?" સુધાકરે જવાબ વાળ્યો, "એણે કશું ય લીધું નથી ત્યાં સુધી મારે ગળે કેમ ઉતરે ? ચારુ ! તારી મીણબત્તી સળગાવ તો. દાદરમાં અંધારૂં છે. મારી જોડે નીચે ચાલ. બારણું દઇ જા."

ચારુએ તેના બોલ વીણી લીધા. સુધાકર નીચે ઉતર્યો. ઘરની બહાર પડયો. ગલીને છેડે એક ક્ષણભર થંભ્યો. અંધારઘેર્યા આકાશ તરફ એક ઉડતી નજર નાંખી. ધુમાડાનાં થર પથરાઇ ગયાં હતાં. સાંત્વનનો એક શબ્દ પણ સંભળાતો નહિ. તે આગળ વધ્યો.

એક બીજા ઘર આગળ તે ફરીથી થંભ્યો. એના ઘરના જેવો જ આ ઘરનો પણ દેખાવ નિર્માલ્ય હતો પરંતુ નીચે રસોડામાં એક દીપક પ્રકાશકિરણો વેરી રહ્યો હતો. રસોઇ તૈયાર થતી હતી. એક ઉગતી કુમારિકા ચુલા પાસે બેસી શાક સમારી રહી હતી. એને

કેટલાં વર્ષ થયાં હશે એ કહેવું કઠીન હતું. એનું છાયલ મેલું ને ફાટેલું હતું. એની દેહલતા ઉપર આભૂષણનું નામનિશાન નહોતું. એના હાથે માત્ર બે હાથીદાંતની બંગડીઓ જ હતી. લાંબી મુદતની હોવાથી એનો રંગ પણ ઉડી ગયો હતો. એ બાલા સુંદર નહોતી લાગતી પણ કદરૂપી તો નહોતી જ. સાદાં વસ્ત્રો પહેરે ને નીરાંતજીવે ફરે તો સારી દેખાય એમાં જરા ય શંકા નહોતી.

સુધાકર અંદર આવ્યો. રસોડાને ઉમરે ઉભો રહી બોલ્યો, "સરયુ! સુંદર ક્યાં છે?"

પેલી બાલાએ ચમકીને ઉંચું જોયું," તમે ક્યારે આવ્યા? તેણે પુછયું, "મને ખબર જ પડી નહિ. આગલું બારણું ઉઘાડું છે?"

"હા" સુધાકરે કહ્યું, "કોઇ પણ બદમાસ અંદર ઘુસી જઇ શકે. આમ ઉઘાડું ન રાખવું હોં!"

તે બાલા ફીકકું હસી ને બોલી, "બદમાસોને લલચાવે એવું અહીં શું છે? થોડાંક ભાગલાં ઠીકરાં, ભાત ને શાક. બહુ માલમતા ન કહેવાય."

"છતાં ય એમનાથી છળી મરવું તો પડે ને?" યુવાને વાત લંબાવી, "પણ સુંદરભાઇ ક્યાં છે એ તો તેં કહ્યું નહિ."

તે ભાગ્યે જ ઘેર આવે છે એ તમારાથી ક્યાં અજાણ્યું છે?" તે બાલાએ જવાબ વાળ્યો, "અત્યારે પણ તે ધંધાની શોધમાં બહાર રઝળતા હશે."

"પણ એમને કારકુનની નોકરી મળી હતી ને?" સુધાકરે તપાસ કરી, "એ ઠેકાણે પડયો હશે એવો મને તો ખ્યાલ હતો."

"બહુ સારી ખબર રાખતા જણાઓ છો" પેલી બાલાએ કટાક્ષમાં કહ્યું, "નહિ તો એ ઠેકાણે નથી પડયા એ જાણ બહાર હોય?"

થોડાક દિવસથી અમે તો જીવ પર આવી ગયાં છીએ. એક એક દિવસ દોહ્યલો જાય છે. બીજી ભીડથી તો હું ટેવાઈ ગઈ છું. પરંતુ લોકોની ગાળો કેમ સહન થાય? લેણદારોનાં ટોળાં ઉભરાય છે: અમને જુઠ્ઠા ને દગાબાજ કહે છે; મને ધરતી માર્ગ દે તો સમાઈ જવાનું મન થાય છે."

એનું ફીકકું વદન એ બાલિકાના શબ્દોએ જરા પ્રફુલ્લ થયું—"આ દોરંગી દુનીયામાં તારા કરતાં ઘણા ય કમનસીબ જીવો પડયા છે. સરયુ!" જરા થંભી તે બોલ્યો, "તું લેણદારો પર ચીડાઈ પણ શકે છે. મેં તો એ હક પણ ગુમાવ્યો છે. ઘેર બધાંય ભુખે મરે છે. મારા બીમાર ભાઇને ખાવા પીવા માટે કશું જ નથી. થોડાક પૈસા મળતા હોય તો ગમે તેવું અપમાન વેઠી લેવા ઘડીભર તૈયાર છું, પણ તને શું કામ ખોટી કરૂં? લે હું જાઉં છું. બારણું દઇ જા."

"પણ ભાઇ હમણાં આવશે" તે બોલી, "થોડી વાર રોકાવ—તમને જરૂર મળશે."

"મને જોઇ તે રાજી નહિ થાય," સુધાકરે કહ્યું, 'હું કેમ આવ્યો છું તે ન સમજી?"

બાલા જરા અચકાઇ. પછી ડોકું ધુણાવ્યું.

સત્યને છુપાવવાના એના પ્રયત્ન પર સુધાકરને હસવું આવ્યું. "ભાઇને કહેજે કે હું આવ્યો હતો. એ સમજી જશે." તે બોલ્યો, "મને ન મળાયું તેથી એ જરા ય દીલગીર નહિ થાય."

સરયૂએ વાત બદલી. સુધાકર થોડાક પૈસા માગવા આવ્યો હતો એવું તે સમજી શકી હતી. ત્યાં આવતાં સુધાકરને શુંનું શું થઇ ગયું હશે એ પણ તે કળી શકી હતી. એને પૈસા ન અપાય એ સુંદરલાલને પણ ઓછું અકારું નહોતું પણ તેઓ લાચાર હતાં. દારિદ્ર્યદાનવે એમને એના લોખંડી પંજામાં જકડયાં હતાં. પ્રેમ,

દયા, મૈત્રી, સભ્યતા: કોઇ ચીજને ત્યાં સ્થાન નહોતું. એ કાંઇ જ કરી શકે તેમ નહોતાં.

સુધાકરને લાગ્યું કે હવે તેણે જવું જોઇએ છતાં ય તે ઘડીભર થંભી ગયો. એના જીવનના શ્યામળા અંબરપટમાં આ એક જ તારલીઓ પ્રકાશી રહ્યો હતો. એનું સાન્નિધ્ય એ જ એના જીવનનો એક માત્ર અમુલો આનંદ હતો. "તેં અભ્યાસ છોડી દીધો?" તેણે પૂછ્યું.

"છુટકો નહોતો." સરયૂએ જવાબ વાળ્યો, "ભણવાને પૈસા જોઇએ. વળી બા અપંગ થઇ. એટલે ઘર કોણ સંભાળે! એટલે ભણવાનું નેવે મૂકી હું રસોડામાં ગૂંથાઇ."

"રસોઇ થઇ?" કોઈએ ઉપરથી પુછ્યું.

"થવા આવી છે" તે બાલાએ જવાબ વાળ્યો. તે રાંધવાના કામમાં પડી. સુધાકર શરમાયો. જલદી બહાર પડયો.

ગલીમાં એક ઘડીભર તે થંભી ગયો. પાછા વળવું કે બીજે નસીબ અજમાવવું? એના બીમાર ભાઇનું ફીકકું વદન એની નજર આગળ તરવરી રહ્યું. ખાલી હાથે તેની પાસે જવા તેનું દીલ ન ચાલ્યું. પણ ક્યાં જવું? દરેક જણ તેનું લેણદાર હતું. કોઇ એનો દેવાદાર ન હતો. ખરેખર? માત્ર બે જણ એના જરા તરા ઋણી હતા. એક સુંદરલાલ—એના જેવો જ કમનસીબ. એની પાસે પૈસા માગવા તે કસાઇ થવા બરાબર હતું. એક બીજો દેવાદાર હતો. પરંતુ એણે કદાપિ દુઃખ જોયું નહોતું એટલે બીજાનું દુઃખ તે પિછાની શકતો નહિ. સુધાકરે છેલ્લો દાવ ફેંકવા નિશ્ચય કર્યો.

"ક્યાં ઉપડયા! સરકાર!" કોઇએ પાછળથી ટહુકો કર્યો, "આટલી બધી ઉતાવળ? ને તે પણ આવી મોડી રાતે?"

સુધાકર પાછો ફર્યો. એનો મિત્ર અરવિંદ એને બોલાવી રહ્યો હતો, "ચાલ! ચ્હા પીએ."

સુધાકરને ભુખથી અંધારાં આવતાં હતાં. એને ખાવાની જરૂર હતી. ફેશનેબલ પીણાની નહિઃ છતાં ય અરવિંદનું આમંત્રણ એણે સ્વીકાર્યું.

સુધાકરનો મિત્ર બુદ્ધિશાળી યુવાન હતો. એણે ચ્હા સાથે સુધાકર માટે થોડું ખાવાનું પણ મંગાવ્યું. સુધાકરને તેનો નાનો ભાઇ યાદ આવ્યો. એણે બીચારાએ કશું ય ખાધું નહોતું. સુધાકર ન ખાય તેથી એનું કશું ય ભલું થનાર નહોતું. સુધાકર ખાય તો સહેજ શક્તિ આવે—ભાઇ માટે કંઈ કરી શકે. એટલે એણે ખાધું. એનો મિત્ર એની બાજુમાં જ બેઠોઃ ચ્હા ચઢાવતો ને ગપ્પાં હાંકતો. સુધાકર તેને ભાગ્યે જ સાંભળતો. એ પોતાના વિચારમાં જ લીન હતો.

તેઓ બહાર આવ્યા. હજી બહુ મોડું થયું નહોતું. અરવિંદ છૂટો પડયો. સુધાકર ગલીમાં જ ઉભોઃ વિચારે ચડયો. ઘેર પાછા જવું કે અનુપમને ત્યાં નસીબ અજમાવવું? ઘરના વિચારે એનું હૈયું ધડકી ઉઠયું. નાનકડું વિષાદઘેર્યું ઘરઃ હવા અજવાળા વિનાનું આંગણુંઃ એને આકર્ષી શકયું નહિ. ત્યાં નિદ્રા પણ આવે તેમ ન હતું પણ અનુપમને ત્યાં જાય તો કંઇ લાભ થાય? એમની ઓળખાણને વર્ષો થઇ ગયાં હતાં પરંતુ તે બહુ પલટાય તેવો નહોતો. સુધાકરે એક પણ ઉપાય જતો ન કરવા નિશ્ચય કર્યો. તે આગળ વધ્યો.

સંધ્યાકાળ પછી અનુપમનું ઘર હંમેશાં બંધ રહેતું. પહેલા માળની નાનકડી બારી જ ઉઘાડી રાખવામાં આવતી. ઘરધણીનું કામ હોય તે એ બારીમાં કાંકરો નાખે. પરંતુ આજે એ બારી પણ બંધ હતી, છતાં ય નિરાશામાં આશા ઝીલતો સુધાકર આગળ વધ્યો. દ્વાર ખખડાવ્યું. કેટલી ય ખટાપટ પછી તીણા સ્વરે અંદરથી કોઇએ પુછ્યું, "કોણ છે?"

"અનુપમ ઘેર છે કે?" સુધાકરે પુછ્યું.

"એ—નથી ઇ." પેલા સ્વરે જવાબ વાળ્યો, "બે ત્રણ કલાક પછી આવશે."

સુધાકર ફરી ગલીઓમાં ટહેલવા લાગ્યો. એની પાસે ઘડિયાળ નહોતું. એથી કેટલીક વારે કલાક બે કલાક વીતી ગયા હશે એમ તેને લાગતું. કોઇ વાર પાંચ મીનીટ પણ નહિ થઇ હોય એમ ભાન થતું. પહેરેગીરો, પદાતિઓ, દુકાનદારોઃ બધા ય એના તરફ શંકાભરી નજરે જોતા. એને અકળામણ થવા લાગી. જલદી પાછા વળાય તો ઠીક એમ લાગ્યું.

એકાએક દસનો ટકોરો થયો. સુધાકરે માની લીધું કે અનુપમને ઘેર તે આઠ વાગે ગયો હશે. હવે અનુપમ આવી જ ગયો હશે. અનુપમ નહિ મળે તો પોતે પાછો વળશે. તે તદ્દન થાકી ગયો હતો. આરામની ખાસ જરૂર હતી. તે ફરીથી અનુપમના ઘર આગળ આવી ઉભો રહ્યો. તેણે ઉપર જોયું. બારી ઉઘાડી હતી. તેણે બારણાને ધક્કો માર્યો ને બુમ પાડી, "અનુપમ?"

બારણે સાંકળ દીધેલી નહોતી. સુધાકરનો હાથ પડતાં જ તે ફડાક દઇ ઉઘડી ગયું. અનુપમને ઘેર આમ બને એ અજબ જેવું હતું. પચીસ પચાસ વાર ખખડાવ્યા વિના એ દ્વાર કદાપિ ઉઘડતું જ નહિ. એટલે આમ તુરત બારણું ઉઘડી ગયું તેથી સુધાકર વિસ્મિત થયો. અંદર પ્રવેશ કરતાં ય તે અચકાયો. અંદર નરકાગારનો અંધકાર હતો. સમાધિની શાંતિ હતી.

એક બે પળમાં એણે નિશ્ચય કરી પ્રવેશ કર્યો. ઘરમાં માત્ર ત્રણ જ માણસો હતાં તેની એને ખબર હતી. અનુપમ ને બીજી બે વૃદ્ધાઓઃ એક અનુપમની બા, બીજી કામ કરનાર બાઇ. એ બીજી બાઇ રાત્રે પોતાને ઘેર જતી. આખા દિવસના કામથી તે કંટાળી જતી; રાત્રે દૂર રહેવામાં જ તે આનંદ માનતી. એટલે સુધાકરને અંદર આવ્યા પછી કોઇ પણ માણસ નજરે ન ચડયું તેથી આશ્ચર્ય થયું

નહિ. કામ કરનાર બાઇ ઘેર ગઇ હશે. અનુપમની બા અંધ ને બહેરી હતી. એ અત્યારે ઉંડી નિદ્રામાં પડી હશે. પણ અનુપમનું મુખ્યદ્વાર ઉઘાડું રહે એ બનાવ અજબ હતો.

મહા મુશ્કેલીએ તેણે દાદર શોધી કાઢયો. અથડાતો કુટાતો તે ઉપર ચડયો. અનુપમના ખંડમાં પણ અંધારૂં હતું પરંતુ દ્વાર ઉઘાડું જણાયું. સુધાકરે ખીસ્સામાંથી દીવાસળીની પેટી કાઢી; એક સળી સળગાવી.

બીજી જ પળે તે દાદર તરફ કુદ્યો: ભયનો માર્યો ભાગ્યો. દીવાસળી બુઝાઇ ગઇ. બીજી સળગાવવા જીવ ન ચાલ્યો. અંદરના દેખાવે એના મગજમાં દાવાનળ પકટાવ્યો.

એ ખંડમાં બધી ચીજો અસ્તવ્યસ્ત સ્થિતિમાં પડી હતી. કાગળો ચોપડીઓ ને બીજી વસ્તુઓ જમીન પર વેરાયેલી હતી. ટેબલ ઉંધું વાળવામાં આવ્યું હતું. એના ઉપરનો દીવો પણ ગબડી ગયો હતો. ખંડની વચ્ચે એક મનુષ્ય શબવત્ સ્થિતિમાં પડયો હતો. એના દેહ પર અનેક ઘા પડેલા હતા. નયનનું નૂર ઉડી ગયું હતું.

સુધાકર પલકમાં બધી વસ્તુસ્થિતિ કળી ગયો. શું બન્યું હશે એ તેના ધ્યાનમાં આવી ગયું. પાડોશના બદમાસો અનુપમને સારી રીતે પીછાનતા. અનુપમ શ્રીમંત કંજુસ હતો એ તેમની ધ્યાન બહાર નહોતું. ઘણી જ સંભાળ લેવાની ટેવને લીધે જ આટલા દિવસ તે બચી ગયો હતો. કોણ જાણે કયા ખુણામાંથી એની કમનસીબી આજે અંદર ઘુસી ને એના જીવનને તેમ જ સંપત્તિને લુંટી લીધી ? અજાયબ જેવું તો એ હતું કે કોઇએ કશીય ગરબડ સાંભળી નહોતી. જો કે એ લત્તો ખરાબ હતો પરંતુ ત્યાંની વસ્તી ગીચ હતી. વળી હજી રાત પણ બહુ નહોતી ગઈ. જરા પણ નજરે ચડયા વિના ખુની કેવી રીતે છટકી ગયો હશે !

પરંતુ નિર્બલતાએ એના ચરણો કંપાવી મુક્યા. તે દોડતો દાદર ઉતરી ગયો. પલકમાં બારણાથી બહાર પડયો. છુટા મેદાનમાં આવી છૂટકારાનો દમ ખેંચ્યો. ભયભીત નજરે એણે નજર નાખી. કોઈ એને જોતું તો નહોતું? પછી ઉતાવળે પગલે ચાલવા લાગ્યો. અવસાન પામેલા અનુપમની મૂર્તિ જાણે એની પાછળ દોડી રહી હતી. અનુપમ ને સુધાકરનાં કુટુંબોમાં કજીઓ જગજાહેર હતો. એટલે રાત્રિની એ ઘડીએ કોઇ એને અનુપમના ઘર આગળથી દોડી જતો જુએ તો તુરત જ એના પર અનુપમના ખૂનનું આળ ચઢાવે.

સુધાકર લગભગ એ ગલીની બહાર નીકળી ગયો. એવામાં એકાએક કોઇ મનુષ્ય એની સાથે અથડાઈ પડયો. સુધાકર નિરાશાથી બાજુએ હટયો. જોડેની બત્તીના થાંભલાના આધારે મહામહેનતે પડતો બચ્યો.

"વળી પાછો સુધાકર!" આવનાર બોલી ઉઠયો. "આજે કલાકે કલાકે તને મળવાનું લખેલું જણાય છે. આ ઘડીએ આ બાજુએ કયાંથી? અનુપમ પાસે ગયો હતો? ફાવ્યો?"

"કૈં નહિ યાર!" સુધાકર મુશ્કેલીથી બબડયો. એના મિત્ર અરવિંદ પાસેથી ઉતાવળે છૂટો પડયો. ગમે તેમ દોડયા જ ગયો. છેવટે ખૂબ થાકી જવાથી એને અટકવું પડયું. પગથી પર પટકાઇ પડયો. એક પગલું પણ ભરવાની તેનામાં તાકાત નહોતી.

થોડી વાર પછી તે ઉભો થયો. કોઇ દવાવાળાની દુકાન સુધી ઘસડાતો ગયો. ત્યાં ઘડી થંભી શાંતિથી વિચારવા પ્રયત્ન કર્યો. એના મગજનું ઠેકાણું ન હતું. એને શું થયું હતું? ત્રણ કલાક પહેલાં તે ગરીબાઇ લઇ ગલીની બહાર પડયો હતો. ગરીબાઇ એ જ માત્ર તેની ફરીઆદ હતી. પરંતુ આટલા થોડા કાળમાં જ એક નિર્દોષ માણસમાંથી

પલટાઇ તે ન્યાયાસનથી ભાગી જતો ગુનેગાર બની ગયો હતો. એણે કશુંય કર્યું ન હતું. અત્યાર સુધીમાં ખૂન જાહેર થઈ ગયું હશે જ. આટલી મોડી રાત્રે અનુપમને મળવા ગયો હતો એવું પુરવાર કરનાર સાક્ષીઓ મળી શકે તેમ હતા. મોડી રાતે અરવિંદે પણ એને ફરી જોયો હતો. અનુપમના ઘરથી તેને ગલીમાં દોડી આવતો જોયો હતો. સુધાકર સ્વસ્થ તો નહોતો જ જણાયો. એટલે એને માથે જ આળ ઠોકી બેસાડવામાં આવશે એ વાત નક્કી જ હતી. એનું મગજ ભમવા લાગ્યું. હવે એણે શું કરવું?

એણે નાસી જવું જ જોઇએ. એની પાસે એક ફુટી બદામ પણ નહોતી. દુનીયામાં એનો કોઈ દોસ્ત નહોતો. એની વિધવા માતા ને અનાથ ભાઇ બહેનોનું શું થશે? પરંતુ હવે એ રહે ને તેમને જરાય મદદ કરી શકે તેમ નહોતો. એ ગુનેગાર ઠરશે. એના પર ખૂનનો આરોપ આવશે. બહારની દુનીયા સાથેનો એમનો બધોય સંબંધ તૂટી જશે.

તે ઉભો થયો. એની માતા, ભાઈ બહેનઃ બધાં ય યાદ આવ્યાં એમની સાથે બીજું એક નાનકડું વદન એના દષ્ટિપથે તરવરી રહ્યું. સરયૂની યાદીથી એનું હદય ચીરાઇ ગયું. હવે બધા યનો અંત આવી ગયો હતો. એને હવે તે મળી શકશે જ નહિ. પોતાની બનાવવાની આશા તો સદાને માટે અદૃશ્ય થઇ ગઈ હતી.

દારૂડીઆની માફક લથડીઆં ખાતો તે ફરીથી ચાલવા લાગ્યો. આજ રાત્રે જ એણે નાસી જવું જોઇએ. તદ્દન છુપી રીતે, જરા ય નિશાની રાખ્યા સિવાય. પણ એ કેમ બને? એણે વિચાર્યા જ કર્યું. કોઇ પણ નિર્ણય પર તે આવી શકયો જ નહિ.

અજાણે જ તે પોતાના લત્તામાં આવી ચઢયો હતો. સામે જ સરયૂનું ઘર હતું. કોઈ અદૃશ્ય શક્તિથી તે એ તરફ

પ્રેરાયો. એક વાર એને મળવું જ જોઇએ. એના ભવિષ્યને છાવરી દેતી અનંત રાત્રિ એની નજર આગળ વિસ્તરી રહી. એનાં લથડતાં પગલાંને મક્કમ બનાવવા એ જરાક જ્યોતિ ઝડપી લેવા પ્રયત્ન કરે તે શું યોગ્ય નહોતું ?

તેણે ધીમેથી સાંકળ ખખડાવી. ધીમેથી સાદ દીધો, "સરયુ ! સરયુ !"

એ યુવાન બાલા હજી ય રસોડાના કામમાં ગૂંથાઇ હતી. વાસણ માંજતી હતી. તુરત તે બારણું ઉઘાડવા દોડી. એનું વદન હર્ષથી ચમકી રહ્યું. હસીને પ્રશ્ન કર્યો, "જોષ જોતાં શીખી આવ્યા કે શું ?"

સુધાકર મુંઝાયો. "એટલે ?" તેણે પુછ્યું, "આટલી મોડી રાત્રે આ ઘેર આવવાથી તમને લાભ થશે એમ શાથી જાણ્યું ?" તે બાલાએ કહ્યું, "આમ ચિંતાતુર કેમ જણાઓ છો ? અત્યાર સુધી રઝળ્યા કર્યું ?"

"હા !" સુધાકરે ટુંકામાં જ પતવ્યું. "પણ કયા લાભની તું વાત કરતી હતી ?"

"હું નહિ કહું" હસીને સરયૂ બોલી. "સાંભળવું હોય તો અંદર આવીને બેસો."

સુધાકર એક ક્ષણભર અચકાયો. પછી અંદર ગયો. પેલી બાલાએ એને પાટલો ઢાળી આપ્યો. પછી તે બોલી. "એક ઘડીક થોભો. હું ઉપર જઈ આવું."

તુરત જ તે પાછી વળી. ચલણી નોટોની એક થોકડી તેની આગળ ધરી. "ભાઇ તમારે માટે મૂકી ગયા છે." તે બોલી.

સુધાકરે યંત્રવત્ નોટો લીધી. ગણીઃ "સો રૂપીઆ ! ક્યાંથી લાવ્યો ?" તેણે પુછ્યું.

"વર્ષો પહેલાં પિતાજીએ એમના કોઇ મિત્રને રૂપીઆ ધીર્યા હશે." સરયૂએ ખુલાસો કર્યો. "આટલા બધા લાંબા ગાળા પછી તે આજે આવ્યો ને સ્વેચ્છાએ જ પાછો આપી ગયો. ભાઇએ એમાંના અર્ધા રૂપીઆ તમને આપવાના કહ્યા. અર્ધા અમે રાખ્યા છે."

સુધાકરને શું કહેવું તે સમજ પડી નહિ. ધર્મને સદ્‌ભાવનાનું આ સંસારમાં અસ્તિત્વ હશે કે કેમ તે એ લગભગ ભૂલી ગયો હતો. પરંતુ હજી ય એ ઝરો ચિરંજીવ હતો તેની આજે તેને પ્રતીતિ થઇ. દશ રૂપીઆ તે પોતે રાખશેઃ બાકીના એની બાને આપશે. એટલે એમનું ગાડું નભશેઃ બે મહિના તો જરૂર સારા જશે. પછી તો માલિકની મરજી.

તે જવાને ઉભો થયો. તેણે સરયૂ તરફ જોયું. એનો સંયમ સરી ગયો. બંને હાથે તેણે સરયૂનો હાથ દબાવ્યો. થરડાએલા અવાજે બોલ્યો, "સરયુ ! મને ભૂલીશ નહિ હોં ! દુનીયા મને ડામીજ ગણુશે પણ તું એમ ન માનીશ."

એના સ્પર્શથી તે બીચારી બાલા કંપી ઉઠી. "તમે ક્યાં જાઓ છો ?" તે પુછવા લાગી.

"વિધિ જ્યાં દોરશે ત્યાં" તેણે જવાબ વાળ્યો ને તુરત જ બહાર દોડયો. અર્ધ અંધારી ઓરડીમાં એકલડી સરયૂ ઘડીભર થંભી ગઇ—એનાં નયનોનાં નીર નીતરી રહ્યાં.

સુધાકર એ રાત્રે અદૃશ્ય થઈ ગયો. કોઇને એણે વાત કરી નહિ. કશું ય તે લઇ ગયો નહિ. બીજે દિવસે એના મિત્રોએ તેમ જ શત્રુઓએ એને માટે આકાશ પાતાળ એક કરી મૂકયાં. પરંતુ એ કમનસીબ યુવાનનો પત્તો જ નહોતો.

૨

"સરયુ ! ઓ સરયુ ! બારણું કેમ નથી ઉઘાડતી ? બહેરી થઇ છે ? અર્ધા કલાકથી બુમો પાડી રહી છું ને ? "

સરયૂએ મિજાજમાં જ બારણું ઉઘાડયું. " શું છે ? " તે ચીઢાઇને બોલી. એક ઘડી પણ આરામ નહિ છતાં ય તેણે પોતાનો કોપ દબાવ્યો. ક્રોધથી ફુંફાડા મારે કશું ય વળનાર નહોતું. " નથી જાણતી ? વરરાજા વગેરે આજે તને જોવા આવનાર છે. આપણી પાડોશણ સુમતિને મેં બોલાવી છે. એ તને જરા તૈયાર કરશે. એ આવતી જ હશે. તેથી હું તને બોલાવું છું. "

"મને તૈયાર કરવાની ? " સુક્કા હાસ્ય સાથે સરયૂએ પુછ્યું. "મને શું તૈયાર કરવાની છે ? મારી કુરૂપતા વસ્ત્રોથી છુપાશે ખરી ? "

" કુરૂપતા ! ' તેની માતા બોલી ઉઠી. " તું જરા ય કદરૂપી નથી. જરા સારાં વસ્ત્રો પહેરે, જરા ઠીક ઠીક ખાય તો સ્વરૂપની પરી બની જાય. "

"ભલે" પુત્રીએ ચલાવ્યું, " આપણે ત્યાં સ્વર્ગની સુંદરીને ય પહેરામણી આપવી પડે છે. તમે શી પહેરામણી આપશો ? આંતરે દિવસે આપણે ઉપવાસ કરવા પડે છે એવી વેળાએ તમને મારો વિવાહ કરવાનું કયાંથી સુઝે છે ? "

"પણ કરવું શું ? " જરા ઠેકાણે આવી તેની માતાએ પ્રશ્ન કર્યો. "તારે લીધે અમારે ન્યાતબહાર મૂકાવું ? તારી વય માટે તો મેં કેટલાં ય જુઠાણાં ફેંકયે રાખ્યાં છે. પણ એમ લોકો ભોળવાય ? તું તાડ જેવડી તો ઉંચી વધી છે. તને ચૌદ વર્ષ થયાં છે એમ કોણ માને ? આટલું બની શકયું કારણ કે વરપક્ષ મોટી કન્યાની શોધમાં છે. કદાચ તેઓ પહેરામણી નહિ માગે. માત્ર તું એમને ગમવી જોઇએ."

સરયૂ કશું બોલી નહિ. પાડોશણ પાસેથી આ વરરાજા વિષે તમામ હકીકત તેણે મેળવી હતી તે અનીતિનો ભંડાર હતો. એના ઉડતા તરંગોને શૃંખલાબદ્ધ કરવા જ; એના કુટુંબીઓ મોટી કન્યાની શોધમાં હતા. આ વિવાહની વાત સાંભળતી ત્યારે તે લજવાઈ મરતીઃ દુઃખી થતી. પોતાના ભવિષ્ય પ્રતિ એ બેદરકાર બની ગઈ હતી. પોતાનું શું થશે એની તેને પરવા નહોતી. પોતાના બલિદાનથી પણ કુટુંબીઓ સુખી થતાં હોય તો તેમ કરવા તે તૈયાર હતી. પણ આ બલિદાન એના જીવનનું નહોતું, એના સ્ત્રીત્વનું હતું. તે વિચારે જ એ કંપી ઉઠતી. એને ગુંગળાવી નાખવા એ કલ્પના જ પૂરતી હતી. એણે એકને આત્મસમર્પણ કર્યું હતું. કૌટુંબિક સંયોગોથી હવે તે બીજાને વેચાવા તૈયાર થઈ હતી. હિંદુ સ્ત્રીઓના પ્રખ્યાત પતિવ્રતની કેવી બલિહારી! બાલા પોતાનું હૃદયદાન દઈ શકે પણ દેહ કેવી રીતે વેચી શકે?

છતાં ય એની માતાનું મન મનાવવા તે તૈયાર થઈ હતી. કદાચ એનાં બીજાં ભાઈ બહેનોનાં જીવન એથી પલટાઈ જશેઃ એના બલિદાનથી તેઓ સુખી થશે. સુધાકરને તો હવે તે મરી ગએલો માનતી. છેલ્લાં બે વર્ષથી એના કશા ય સમાચાર નહોતા. એની માતા નાનાં બાળકોની સહાયથી દોહ્યલા દિવસો વીતાવતી.

એ પળે જ સુમતિ ત્યાં ઉપસ્થિત થઈ. ટાપટીપનો બધો ય સરંજામ તે લેતી આવી હતી. સરયૂની માતા પાડોશમાંથી થોડા અલંકારો પણ માગી લાવી હતી.

સુમતિને શણગાર સજાવતાં આવડતું. એ કલામાં તે સંપૂર્ણ રીતે પારંગત હતી. એણે છેલ્લામાં છેલ્લી ઢબે સરયૂનો અંબોડો લીધો. પાવડર ને ફુલથી એનું મધુરૂં વદન શણગાર્યું. આછી સુવર્ણી સાડી ને એવા જ પોલકાથી એના દેહને દીપાવ્યો. સરયૂ સોહામણી બની

રહી. સરયૂની માતા તો માગી આણેલા તમામ અલંકારો સરયૂની દેહલતા પર લાદવા ચહાતી હતી. પરંતુ સુમતિની ઇચ્છા વિરૂદ્ધ તે કશું ય કરી શકી નહિ. "નહિ કાકી!" સુમતિએ છેવટનો નિર્ણય કર્યો, "એ નહિ બને. તમારે મારી તમામ મહેનત પર પાણી ફેરવવું છે? એમ આભૂષણો લાદવાથી તો એ પ્રદર્શનની પુતળી જેવી લાગશે."

સરયૂ એમ માનતી હતી કે એની કુરૂપતા કવચની ગરજ સારશે. પરંતુ અરીસામાં નજર કરતાં જ એ આછેરી આશા પણ વણસી ગઈ.

વરરાજા ને તેમના અંગત મિત્રોનું આગમન થયું. કન્યા તો તુરત જ ગમી ગઇ. સરયૂને અંદર લઇ જવામાં આવી. પછી વ્યવહારી બાબતો હાથ ધરવામાં આવી. વરપક્ષે પ્રથમ તો સરયૂની માતાને ખાત્રી આપી હતી કે તેઓ એક પાઇ પણ પહેરામણીમાં માગશે નહિ. પણ હવે તો લગ્નખર્ચને પહોંચી વળવાને બહાને તેમણે ચારસો રૂપિયાની માગણી કરી. એમણે જોયું કે કન્યાકાળ વીતી ચૂકયો હતો એટલે કોઇ પણ માગણી સ્વીકાર્યા વિના કન્યાપક્ષને છુટકો જ નહોતો. માથેથી ભાર ઉતારવા એના વડીલો એક પગે તૈયાર થઈ રહ્યા જ હશે. એમની માગણી સાંભળતાં જ સરયૂની માતાએ કપાળ કુટયું. સરયૂના અંતરમાં આશાની આછેરી રેખા અંકાઈ. એ બહાને ય કદાચ તેને મુક્તિ મળશે. હાય નસીબ! એ ત્રણ ડચકાં ખાઇ તેની માતા શાંત પડી. વરપક્ષને સંદેશો મોકલાવ્યો કે માગી તાગીને ય તે ત્રણસો રૂપિયા કરી આપશેઃ વધારે બનવું અસંભવિત છે. વરપક્ષ રાજી થઈ રવાના થયો.

તુરત જ સરયૂએ ભાડુતી વસ્ત્રાલંકાર દૂર કર્યા ને પુછવા લાગી, "હેં બા! આ ત્રણસો રૂપિયા તું કેવી રીતે લાવીશ? આપણે વેચાઇએ તો ય એ રકમ પુરી થાય તેમ નથી."

"હું તારા મામાને લખી જણાવીશ. આવી અણીની પળે પણ તે આપણને મદદ નહિ કરે?"

સરયૂ ફીક્કું હસી. "હજી ય તમે મોટી આશાઓ રાખતાં જણાવ છો–હેં બા!" તે બોલી, "આપણે ભૂખે મરતાં હતાં ત્યારે તો મામાએ મદદ કરી નહોતી. ન્યાત બહાર મુકાઇએ એ ખોટું ખરૂં પરંતુ જીવ જાય એ તો એથી ય અદકું. તમારે પહેરામણી કબુલ નહોતી કરવી."

"બેસ બેસ ડાહીલિ! એમની માગણી કબુલ ન કરૂં તો કરૂં શું?" તેની માતા ગાજી ઉઠી, "જ્યાં હોય ત્યાં માથું મારવાની તારે શી જરૂર? આવી તે લાજ વગરની કોઈ હશે?"

સરયૂ એની માતા પાસેથી ઉઠી રસોડામાં ગઇઃ કામે વળગી. લગ્નનો દિવસ આવી પહોંચ્યો. કોઇએ કશી ય તૈયારીઓ કરી નહિ. મહા મહેનતે થોડી ચીજો ભેગી કરવામાં આવી. ભલી સુમતિએ સરયૂને પોલકું ભેટ આપ્યું. એની બા પાસે બે સાદી હેમની બંગડીઓ હતી. બસ. એટલી વસ્તુઓ નવવધૂ માટે પુરતી હતી. સુંદરલાલ મહા મહેનતે સો રૂપિયા એકઠા કરી શકયો. એટલા તો જમણવારમાં જ પુરા થઇ જવાના. પછી પહેરામણીનું શું! છતાં ય વિવાહ તોડી નાખવા સરયૂની બાએ માન્યું નહિ. જક્કી ઘેટાની પેઠે પોતાના મતમાં તે મક્કમ રહી.

## ૩

"પણ બા! હવે કોઇ પણ ઉપાયે તારે એ ગોઠવણ કરવી પડશે. મેં મારાથી બનતું બધું ય કર્યું. તેં અમને શીશામાં ઉતાર્યા. તારે જ હવે બહાર કાઢવાનાં."

પરંતુ માતા તો રોકકળ કરવામાંથી નવરી પડે ત્યારે ને! જવાબ તો વાળે જ શાનો? લગ્નનાં વસ્ત્રાભૂષણ પહેરી સરયૂ એક ખૂણામાં

બેઠી હતી. ખુશી થવું કે દુઃખી થવું એની તેને ગમ નહોતી. જ્ઞાતિ બહાર મૂકાયાથી એનું શીયળ બચી જાય પણ કુટુંબ પર સીતમ ગુજરે.

આખા આંગણામાં મૃત્યુની શાંતિ પથરાઇ રહી હતી. કહેલા પૈસા નહિ મળવાથી વરપક્ષના માણસો મીજાજમાં જ રવાના થયા હતા. તેઓ બહુ દૂર નહોતા જ ગયા. બાજુના જ ઘરમાં ભરાઇ બેઠા હતા. અતિશય દમ ભીડાવવાથી એ વિધવા નીચોવાશે એવી એમને પૂરેપૂરી ખાત્રી હતી.

સુંદરલાલનાં વચને એની માનું આક્રંદ વધ્યું. એ જ "હું શું કરૂં ?" એમ કહી તેણે ઠુઠવો મુકયો, "હું તો નિરાધાર વિધવા છું. તું હવે મોટો થયો. કુટુંબનો થંભ કહેવાઉં. જ્ઞાતિ બહાર થતાં બચવા તારે જ કંઇ કરવું જોઇએ."

"વિવાહ કરતી વેળાએ તો મને પુછવાય નહોતાં આવ્યાં! તમને કોણ કહેવા આવ્યું હતું? હું કયાંથી રૂપિયા લાવું? મારી જાત વેચું?"

તે ઘર બહાર દોડયો. આક્રંદસૂર ગાજી રહ્યા.

સુંદરલાલ ગલીની બહાર પડયો. એકાએક કોઇએ તેના ખભા પર હાથ મુકયો.

ઝટ તે ફર્યો: દિગ્મૂઢ બની ગયો.

"સુધાકર!" મહા મહેનતે તે બોલી શકયો.

"હા– સુધાકર." આગંતુકે જવાબ વાળ્યો, "હું પાછો ફર્યો છું. મારાથી એમ નાસભાગ ન થઈ શકી. ફાંસી મારી વાટ જોઇ રહી છે છતાંય હું આવ્યો છું. કોઈ અદશ્ય શક્તિ મને ખેંચી રહી છે. તું કુશળ છે?"

"હા! કુશળ છું." સુંદરલાલ કડવાશથી બોલ્યો, "જેના ભલા માટે તું મરી પડે છે તે તલવારની ધાર પર છે. એને માટે હું આમ ગાંડાની માફક દોડી રહ્યો છું."

સુધાકરના વદન પર વિષાદવાદળ ઘેરાઇ વળ્યું. "સરયૂને શું થયું છે?" તેણે પુછ્યું.

"એને લીધે અમે ન્યાત બહાર મૂકાવાની અણી પર છીએ. આજે તેનાં લગ્ન હતાં પરંતુ અમે પહેરામણી ન આપી શક્યાં તેથી તેઓ વરને લઇ વિદાય થયાં છે. હું પૈસા મેળવવા જાઉં છું. હું જાતે વેચાવા તૈયાર છું.

"પણ અત્યારે તને કોણ ખરીદશે?—આટલી રાતે?" કપરા હાસ્યથી સુધાકરે કહ્યું.

"છે એક જણ" સુંદરે જવાબ વાળ્યો, "બાજુની ગલીમાં એક મહાશયને ત્યાં બહેરી ને મુંગી કન્યા છે. એક દિવસ એમણે મને પહેરામણીના હજાર રૂપિયા આપવા કહ્યા હતા પણ હું કબુલ નહોતો થયો. એણે મને ફરી પરણવાની પણ છૂટ આપી હતી. વળી એની પુત્રીને પાલવવી પડે તેમ પણ નહોતું. છતાંય મેં માન્યું નહોતું પણ હવે મારે છૂટકો નથી. આપણી સમાજના વિધાતાને હું મારૂં બલિદાન દઇશ."

"જા—નસીબ અજમાવ" સુધાકરે કહ્યું, "હું અહીં ઉભો ઉભો તારી વાટ જોઉં છું."

સુંદર નજર બહાર ગયો. એક ઘરના બંધ બારણે અઢેલી સુધાકર ઉભો રહ્યો. એના અંતરમાં આગના તણખા ઝર્યા.

પાંચેક પળમાં જ સુંદર પાછો ફર્યો. "મારું બલિદાન અસુરું પડ્યું." તેણે ખુલાસો કર્યો, "એણે મને કુતરાની ગતે ઘર બહાર

હાંકી કાઢયો. એને પોતાની કન્યા માટે બીજો કોઈ યુવાન જડયો છે. હવે આત્મઘાત કર્યા સિવાય મુક્તિ નથી. ”

“ ચાલ મારી સાથે—સુંદર ! ” અંતે સુધાકરે કહ્યુ, “ હું તને પૈસા અપાવું. ”

“ કેવી રીતે ? ” સુંદર આશ્ચર્યચકિત થઇ ગયો. સુધાકરે જવાબ ન દીધો. પસાર થતી ભાડુતી ગાડીને સાદ દીધો. બંને મિત્રો અંદર ચઢયા. સુધાકરે પોલીસ સ્ટેશને લઇ જવા સૂચના કરી.

ગાડીવાને એના સામે જોયું ને ગાડી હંકારી. સુંદર ગાંડાની પેઠે કુદ્યોઃ ગાજી ઉઠ્યો, “ ઉભી રાખ. ઉભી રાખ. હું નહિ આવું. ગાંડો થયો છે ? સુધાકર ! હું કસાઈ નથી. ચંડાળ નથી. ”

“ બેસ છાનો માનો ” સુધાકરે તેને બેસાડી દીધો, “પકડાવાનો નિશ્ચય કરીને જ હું અહીં આવ્યો છું. નાસભાગથી હું કંટાળી ગયો છું. મારાથી છુપા રહી શકાય તેમ નથી. મારા મૃત્યુથી સરયૂને લાભ થતો હોય તો વિવાહથી રળીઆમણું શું ? ”

પોલીસ સ્ટેશને ગાડી ઉભી રહી. સુધાકર ઉતર્યો. સુંદરને હિંમત આપી. “ મારે માટે સંતાપ ન કર. મારા જીવન કરતાં મૃત્યુ હજાર દરજ્જે સારૂં છે. ” તેઓ અંદર ગયા. સુંદરલાલ એકલો જ બહાર આવ્યો. અર્ધો કલાક વીતી ગયો હતો. સુધાકરને પકડી લાવનાર માટે જાહેર થએલું ઇનામ તેને મળ્યું હતું.

પરંતુ એ રાત્રે સરયૂને પરણવાનું વિધાતાએ નિર્માણ નહોતું કર્યું. સુંદરે ઘરમાં પ્રવેશ કર્યો ત્યાં આક્રંદનો પડછંદ પડયો. ચિંતાથી તે આભો બની ગયો. વળી પાછું શું થયું થશે ? નવું સંકટ આવ્યું હશે ?

એનો નાનો ભાઈ દોડતો આવ્યો. “ કંઇ નહિ મોટાભાઇ !

આપણે બ્રહ્મોસમાજમાં ભળી જઇશું. જહન્નમમાં ગયો આપણો સમાજ ને તેના ખૂની કાયદાઓ."

"પણ થયું છે શું?'–સુંદરે પુછ્યું.

"પેલો હરામખોર પેલી બહેરી મુંગીને પરણી ગયો. આપણી બહેન કુંવારી રહી ગઇ. મંગલમુહૂર્ત વીતી ગયું."

"સુધાકરને નકામો શૂળીએ ચઢાવ્યો." સુંદર કકળી ઉઠયો.

"શું કહ્યુ?" દરેક જણ સુંદરને વીંટાઈ વળ્યું. માત્ર સરયૂને કશું પુછવાનું નહોતું. સુંદરના વચને જ તે મૂર્છા ખાઇ ઢળી પડી.

ચાર દિવસો વહી ગયા. ફીક્કી નિર્માલ્ય સરયૂ બીમારીને બીછાને પડી હતી. મહામૂલો વિશ્રામ હવે તેને મળ્યો હતો. લગ્નના દિવસથી જ વૈદ્યે તેને પથારી છોડવાની મનાઇ કરી હતી. એની માતા રસોડામાં કામે ચઢી હતી.

સુંદર એના ખંડમાં આવ્યો. એના વદન પર આનંદનો અતિરેક હતો. વૈદ્યની સૂચના ભૂલી જઇ સરયૂ પથારીમાં બેઠી થઈ ગઇ. "ભાઈ! શું ખબર?" તેણે પુછ્યું.

"અખંડજ્યોતિ હજી નથી ટળી." તેના ભાઇએ ખુલાસો કર્યો, "અવસાનને આરે ઉભેલા એક ખૂનીએ હાજર થઇ અનુપમનું ખૂન કર્યાની કબુલત આપી સાક્ષીઓ રજુ કર્યા. સુધાકરને છૂટો કરવામાં આવ્યો."

સરયૂના ફીક્કા વદન પર આભારદર્શક આનંદના ઓઘ નીતરી રહ્યા.

૧

સુરબાળા ઘણી જ ઉતાવળમાં હતી. અધકચરૂં ખાધું ન ખાધું ને તે ઉપર દોડી. ઝટપટ દાદર ચઢતાં એકાએક કાંઇ વિચાર આવ્યો ને તે વચમાં જ જડાઇ ગઇ, "રસોડાનું બારણું તો ઉઘાડું જ રહી ગયું ! ઉતાવળથી કામ કરતાં બધો ખીચડો જ થઇ જાય છે"—તે બબડી.

પોતાના ઉપર તે મનમાં ખૂબ જ ચીઢાઈ. નીચે ઉતરી ફડાક દઇ બારણું બંધ કર્યું. છૂટકારાનો દમ ખેંચી લહેરમાં આવી ગઇ હોય તેમ નાચતી કુદતી તે પોતાના ખંડમાં ગઇ. એ ખંડ તદ્દન ચોકખો ને સુવ્યવસ્થિત હતો. નિઃસંતાન યુવાન સ્ત્રીઓના ખંડ સામાન્ય રીતે સ્વચ્છ જ હોય. એક કાચના ઘરમાં શંખ, કોડા, આરસનાં રમકડાં વગેરે વિનોદની ચીજો સુંદર રીતે ગોઠવી હતી. ખૂણામાં

એ ત્રણ રંગની સાડીઓ ને એક ગુલાબી પોલકું નજરે પડતું. શય્યા એક સરખી શ્વેત હતી. ઓશિકા પર તેલના આછા ડાઘ હતા. બીજા ખૂણાના ટેબલ પર શૃંગારની સામગ્રી ગોઠવેલી હતી. તેલ કાંસકો અરીસો વગેરેનું પ્રદર્શન સારૂં હતું.

પાસે જ પડેલી રૂપાની પેટીમાંથી પાન ખાઈ સુરબાળા આડી થઇ. પાંચેક મિનિટમાં જ ફરી ઉઠી. એને વિરામ કરવા વિચાર નહોતો. મનુષ્ય કદના અરીસા આગળ તે ક્ષણભર ટકી; પોતાની દેહલતાથી સંતોષ પામી ખંડ બહાર ચાલી.

પાસેના ખંડનું દ્વાર ઉઘાડું જ હતું. હાથમાં મોઢું ટેકવી આશ્ચર્યમિશ્રિત સ્વરે તે બોલી, "વાહ રે વાહ! કેવાં તૈયાર થઇ ઉભાં છો? મને તો કેટલી યે ઉતાવળ કરાવી?"

અંદર ચાર જણ પત્તાં ખેલતાં હતાં. એક જણ તો નવલકથા છાતી પર નાંખી નિરાંતે નિદ્રાવશ હતાં. એક પ્રૌઢા સીવવામાં ગૂંથાયાં હતાં. એક બાળા ભીંતે અઢેલી ખૂણામાં લપાઇ હતી.

સુરબાળાનો ક્રોધભર્યો અવાજ જાણે સેનાપતિની વીરહાક! તમામ કાર્ય બંધ! બધાં ય ઉભાં થઇ ગયાં, "કાકીના જેવું ઉતાવળું તો બા કોઈ એ નહિ." ચૌદ વર્ષની એક સુંદર કન્યાએ લટકો કર્યો. "હજી તો એક જ વાગ્યો છે ને મોટા ભાઇ અઢી વાગ્યા પહેલાં આવવાના જ નથી. ત્યાર પહેલાં તો હજાર કામ થાય; શૃંગાર ન સજાય તો અજાયબીની અવધિ જ ને?"

સુરબાળાએ એ કટાક્ષને વચમાં જ કાપી નાંખ્યો, "બેસ, બેસ હવે! અજાયબીની અવધિ જ છે ને? ગયે વખતે તેં જ ગાડીને પોણો કલાક ખોટી કરી નહોતી? તારી પટીઓની નવીન ગૂંથણીમાં જ બધાં મોડાં થયાં હતાં છતાં ય તમે બધાં મારો જ વાંક કાઢવાનાં."

ચારૂ જવાબ દેવા તૈયાર જ હતી પણ બીજી મુગ્ધા વચમાં પડી. "બહુ થયું, ચારૂ! નકામું લડવું શું? શાળામાં ભણ્યાં પણ ડહાપણ તો જરા ય ના આવ્યું. ચાલ! મારી વેણી ગૂંથ જોઈ?" —એમ કહી તે ચારૂને બહાર ધસડી ગઇ.

નિદ્રાભંગ થતાં પેલી સુતેલી બાળા બરાડી ઉઠી, "બીજે ગપ્પાં નથી મરાતાં? આ ખંડમાં જ કેમ ટક ટક માંડી છે? નાહક મારી ઉંઘ બગાડી. જાઓ બહાર. અલિ નણદી! આ મુર્ખીઓ કટ કટ કરી મને જંપવા નથી દેતી તો ય વારતી નથી?"

સીવતાં સીવતાં એની નણંદે જરા ઉંચું જોયું. "એ કાંઇ મારૂં કામ છે? ભાભી સાહેબ! પોતપોતાનું સંભાળીએ, બા! મારું ગરીબડીનું કહેવું કોઇ સાંભળે પણ ખરૂં? હું તો પારકે પનારે પડી. એમને કાંઇ કહેવા જાઉં તો તરછોડી જ કાઢે. તારાથી એમને બધું ય કહેવાય. તું તો ઘરની ધણીઆણી કહેવાઉ."

આથી ગૃહિણી જરા ખુશ થઈ. બીજી ઉંઘ કાઢવા તેણે પાસુ ફેરવ્યું. એની નણંદ પોતાની ચીજો સંકેલી ખંડ બહાર ગઇ. પરંતુ ખૂણામાં લપાયલી બાળા તો ખૂણામાં જ બેસી રહી.

વળી પાછી વાતો ચાલી. પરંતુ અવાજ બહુ જ ધીમો પડી ગયો. "બધું ય જાણી બુજીને. કાકીને મળવા જવા આજે જ હેત ઉભરાઈ આવ્યું. દાસી આવશે ત્યારે હવે બારણું કોણ ઉઘાડશે? બાઇને બધી ચીજો કોણ કાઢી આપશે? વરસમાં એક વાર બહાર જવા કરીએ તો ય કેટલી અડચણો?"

ચારુએ પણ પોતાનો મત રજુ કર્યો, "ખરેખર! નાટકમાં જતાં અટકાવવા જ આ પેંતરો રચેલો જણાય છે. આપણે જવાનાં હતાં એ વાત સાંભળી ત્યારથી જ એ બબડતાં હતાં. લાવો, બાને જગાડું?"

એના પ્રશ્નથી જાણે બધાંય લગભગ ડઘાઇ ગયાં. “જોજે એમ કરતી” નિરાશામાં સુરબાળાએ શંકા રજુ કરી, “નાટકના બહાને એમને જગાડીશું તો વળી ઓરીયા વીતશે. આ જિંદગીમાં તો પછી નાટક જોવા વારો જ નહિ આવે ને ગાળીપ્રદાન તો જુદું જ.”

યુવાન મુખારવિંદો આ વિચારે વિષાદથી છવાયાં. ઘર કામ માટે એકે તો રહેવું જ જોઈએ. કોણ રહે ? બધાંય તૈયાર થઇ ઉભાં હતાં. બધાંયને નાટક જોવાનો શોખ હતો. બધાંયને સખીઓમાં ધુમી મોજ માણવી હતી ને હવે ઘેર રહેવાની વાત !–હૃદયભેદક હતી.

ચારુના ફળદ્રૂપ ભેજામાં એક તરંગ ઉછળ્યો. “એક કામ કરીએ. નીરીને નીચે ઉપાડી લાવી રસોડામાં બેસાડીએ. પછી આગલું દ્વાર ભલે ને ઉઘાડું રહે. ભંડારની કુંચી પણ તું એને જ આપ. જોઇતી ચીજો બાઈ જાતે જ કાઢી લેશે.”

આ સાંભળતાં જ મળેલી મંડળીનાં વદનાબ્જુંજ ખીલી ઉઠયાં. સંકટોદ્ધારિણી ચારુ ખુમારીથી બહાર ચાલી. નિરંજના હજી યે સુવાના ઓરડામાં જ લપાઇ રહી હતી. એના કાનમાં કાંઈ બબડી ચારૂ એને ખંડ બહાર ખેંચી લાવી.

નિરંજનાનું વય પારખવાનું કાર્ય કપરૂં હતું. મુખમંડળ નિરખતાં એ યુવાન પ્રમદા ભાસતી. એનો નીચો બાંધો કાંઇ બીજી જ કથા કથતો. ગૃહપતિની એ ભત્રીજી હતી. બાલ્યાવસ્થામાં માળ ઉપરથી પડી જવાથી એનું ડાબુ અંગ લકવાની પેઠે રહી ગયું હતું. સપાટ જમીન પર પણ તે મુશ્કેલીએ ચાલી શકતી. દાદર ચઢતાં ઉતરતાં એને ઉચકવી જ પડતી. અસ્પષ્ટ ને મંદ સ્વરે તે બોલતી.

બધી યે છોકરીઓ તેની આજુબાજુ વીંટાઈ વળી. નિરંજનાને સમજાવવા બધાંય ઉતાવળાં થયાં. સુરબાળાએ તેના હાથમાં કુંચીઓ મૂકી. ભંડારની કુંચી ઓળખાવવા પ્રયત્ન આદર્યો. પણ કાંઇ

આશાજનક પરિણામ આવ્યું નહિ. નિરંજના માત્ર મુંઝાયલાં નયને જોઈજ રહી.

કોઇએ ખડકીનું દ્વાર ખખડાવ્યું. બહારથી જ કોઇએ બુમ પાડી. "બધાં તૈયાર છો કે? ચારુ! હું ગાડી લઈ આવું છું. તમે તૈયાર નહિ હો તો મને એકલા ચાલ્યાં જતાં વાર નહિ લાગે."

વંડા પરથી નીચે લટકી ચારુએ તીણા સ્વરે ઉત્તર દીધો, "બહુ સારું, વ્હાલી બ્હેન! અમારે લીધે તમારે જરા ય મોડું નહિ થાય."

ફરીથી બધાં ય નિરંજનાને વીંટાઇ વળ્યાં. ચારુ તો છેક જ અધીરી બની. બિચારી નિરંજનાને જોરથી પકડી હચમચાવી નાંખી. "અલિ! તને કશું ય સમજાતું નથી? જો આ ભંડારની કુંચી બાઇને આપજે. ચાલો, આપણે એને નીચે ઉચકી જઇએ. રસોડામાં બેસાડીશું તો જ ઠીક પડશે. જરા ય મુંઝાશો નહિ. એને બધી યે સમજણ પડી છે. એ દેખાય છે તેવી લુચ્ચી નથી."

એને ઉપાડીને નીચે બેસાડી ત્યાં તો ગાડીનો ગડગડાટ સંભળાયો. એક યુવાન ગાડીમાંથી નીચે ઉતર્યો. અંદરનું દૃશ્ય જોતાં જ તે ક્રોપથી ગાજી ઉઠયો, "કેમ ચારુ! નિરંજનાને તો કદી લઈ લેવાની જ નહિ. રોજ રોજ એમ નહિ ચાલે."

નિરંજનાને બરાબર બેસાડવા મથતી ચારુ જરા નમ્ર સ્વરે બોલી, "અત્યારે કૃપા કરી ક્રોધ ન કરશો. અમારામાં જરાક તો અક્કલ હશે જ. એને સાથે લઇ જઇએ તો ઘરની ખબર કોણ રાખે? નિરિ! લે આ તારી ચિત્રપોથી." એમ કહી એક મોટું થોથું નિરંજનાના ખોળામાં નાંખી ઠેકડો મારી તે ભાડુતી ગાડીમાં ચઢી બેઠી. બીજાંએ પણ તેનું અનુકરણ કર્યું.

નિરંજના એકલી જ બેસી રહી. એના ખોળામાં પેલી ચિત્રપોથી

પડી હતી. એ પુસ્તક એણે કેટલી યે વાર જોઈ નાંખ્યું હશે. ઘરમાં બીજાં એવાં પુસ્તકો નહોતાં. બીજી યુક્તિ શોધી કાઢી એને નવીન રીતે વિનોદ આપવા કોઇ તસ્દી જ લેતું નહિ. માત્ર ચારુ એકલી જ કોઈ કોઈ વાર તેને વાત કહેવા બેસતી. રાજા રાણી ને મનુષ્યભક્ષી રાક્ષસો વિષે આમ તેમ ગપ્પાં હાંકતી. કોઇ વાર ખાસ વાંચેલી નવલ કથાની વાર્તા કહેતી. નિરંજના એમાંનું થોડુંક જ સમજતી દુઃખી સખીનું ઓશિયાળું વદન નિરખતાં ચારુ ઘડીક થંભી જતી. કોઇ વાર તેને એકલી જ બેસી રહેવા દેતી કે એની નાલાયકીથી ચીઢાઇ એકાદ મહેણું પણ ચોપડતી. એ ગુમાની યુવાન લલના પોતાની કૃપા નકામી વેડફાઇ જતી સહન કરી શકતી નહિ.

નિરંજના વિચારચગડોળે ચઢી. ચારુની વાર્તાનાં મોહક પાત્રોમાં એનું મન રમવા લાગ્યું. એને ચારુની વાર્તા પૂરી સમજાતી નહિ. પરંતુ કલ્પનાબળે એ જાદુઇ સૃષ્ટિ રચતી. એનાં પાત્રો નિર્જીવ પુતળાં નહોતાં. તે હસતાં ને રમતાં. એમાં નારીવૃંદો મનુષ્યહૃદયને મોહપાશથી બાંધતાં. વીરપુરુષો પર વીરાંગનાઓ વારી જતાં. મહિલામંડળ કુસુમકોમળ લાગતું પરંતુ પ્રણયપાત્રને આનંદતાં એ વિદ્યુત ચમકાર સમું ચમકતું; સ્ફટિકપત્થરશા વજ્રકઠિન મનુષ્યો પ્રીતિસ્થાન આગળ તૃણસમ નીચા નમી જતા, અંબરપટ સર્વદા નિર્મળું રહેતું. પાનખરની ખાલી વાદળીઓ અહીં તહીં દોડતી. કોઇ કોઇ વાર ઇન્દ્રધનુષ્ય પણ ખેંચાતું.

એકાએક બહારની સાંકળ ખખડી. દાસી કે બાઈ હશે. નિરંજનાએ આતુરતાથી ઉંચું જોયું. ભય ને વિસ્મયથી તે પાષાણવત્ બની ગઇ. એક યુવાન તેની નજીક આવી ઉભો. એનું વદન થાકથી રક્તવર્ણું બની ગયું હતું. કપોલ પ્રદેશથી પ્રસ્વેદબિંદુઓ એકધારાં વહી રહ્યાં હતાં. ચરણો ઘુંટણ સુધી ધૂળથી ભરેલા હતા; એકાદ બે સ્થળે લોહીનાં ટીપાં પણ બાઝેલાં હતાં. એનો પોષાક ફાટી

ચૂંથાઈ ગયેલો હતો. તે ચોકમાં ઉભો રહ્યો. ચમકતી પણ ભયભરી આંખે એણે ચોમેર દૃષ્ટિ ફેંકી. ફસાયલા હરણુશો એ ચંચલ હતો. નિરંજનાથી અણુધારી ચીસ પડાઈ ગઈ.

અવાજ આવતાં જ તે રસોડામાં કુદ્યો; નિરંજનાના પગ આગળ લોટી પડયો; દયામણી આંખે બોલ્યો. "સણુર ! બુમ મારશો નહિ. કોઇને બોલાવશો નહિ. હું ભયમાં છું. તમારા વિના મને કોઇ બચાવી શકશે નહિ. મારી પાછળ સિપાઇઓ પડયા છે. જુઓ, જુઓ. એ લોકોની બુમો પણ સંભળાય છે. હું તદ્દન નિર્દોષ છું. વળી હું તમને ઝાઝી તસ્દી પણ નહિ આપું. પેલી મોટી પેટી પાછળ હું સંતાઇ જાઉં છું. એ લોકો અહીં આવે તો મને પકડાવી દેશો નહિ."

નિરંજના એક શબ્દ પણ બોલી શકી નહિ. તે યુવાન પેલી પેટી પાછળ છુપાઇ ગયો. હવે તો બહાર ખૂબ જ કોલાહલ મચ્યો. નિરંજના તો ભયથી મરણુતોલ બની ગઈ. સિપાઇઓ આવશે તો પોતે યુવાનને શી રીતે બચાવી શકશે ? નિર્માલ્ય દશામાં પણ એણે યુવાનના રક્ષણ માટે પ્રભુને પ્રાર્થના કરી. પોતે માટીના નકામા લચકા જેવી હતી છતાં ય તે એની સહાય યાચવા આવ્યો હતો. અન્ય પાસે તે ગયો નહોતો. તેની છાતીમાં ડુમો ભરાઇ આવ્યો. કંઇક બહાર નીકળવા પ્રયાસ કરવા લાગ્યું. એના ભાલ પ્રદેશ પરથી બે મોટાં પ્રસ્વેદનાં બિંદુઓ ઢળી પડયાં. એને કોઇ પણ હિસાબે બચાવવો જ જોઇએ. ગમે તેમ કરીને પણ તે બચાવશે જ. વિશાળ વિશ્વમાંથી પ્રભુને અન્ય કોઇ જ ન જડયું કે એને આ અશક્ય બાલિકા પાસે સહાય યાચવા મોકલ્યો ! તે ય પણ આજે ? જ્યારે પોતે ઘરમાં એકલી હતી ત્યારે ? તે કંપતી કંપતી ઉભી થઈ. તેનાં ચરણો ધ્રુજવા લાગ્યા. એણે રસોડાનું દ્વાર સઘળું જોર અજમાવી મહા પરાણે બંધ કર્યું.

બહારનો કોલાહલ ધીમે ધીમે શમી ગયો. થોડી વારે તદ્દન શાન્તિ પથરાઈ. પેલો યુવાન બહાર આવ્યો. તેણે રસોડાનું બારણું

ઉઘાડયું. નિરંજના તરફ વળી. તે બોલ્યો, "તમારો મોટો ઉપકાર થયો. જરા વધારે કૃપા ન કરો? મને થોડાક પૈસા આપો. પ્રભુના સોગંદ લઇને કહું છું કે ઠેકાણે પડયા પછી હું તુરત જ તે પાછા મોકલી આપીશ."

પરંતુ નિરંજના પૈસા કયાંથી લાવે? એની પાસે તો એક પાઇ પણ નહોતી. પરંતુ આવા અસહાય માણસને ના પાડતાં એનો જીવ ચાલ્યો નહિ. સંકટમાં આવી પડેલા યુવાનને માત્ર બચાવવાનો જ આ યોગ નહોતો: એને મન તો અત્યાર સુધીનું પોતાનું નકામું પડેલું અસ્તિત્વ સાર્થક કરવાનો આ મહાન પ્રસંગ હતો; પણ એ પૈસા લાવે કયાંથી? કેવી રીતે લાવે? શારીરિક દુર્બલતા સામે એનું મન લડયું. થોડાક પૈસા ખાતર તે આખું ઘર ગુંદી વળતું જણાયું. કેવળ નજીવી રકમ જ તેને જોઇતી હતી. ઓ અભાગી યુવાન! આ સૃષ્ટિ પર મારા કરતાં વધારે ગરીબ કોઇ જ નથી. મારી પાસે તું શું માગી રહ્યો છે?

દિવાલને ટેકો દઇ તે ઓચીંતી ઉઠી. લથડતી પડતી આખડતી તે રસોડાની બહાર ચાલી. પરંતુ દાદર આગળ તે નિરુપાય બની. મદદ વિના તેનાથી ઉપર જવાય તેમ હતું જ નહિ. પેલો યુવાન પણ તેની પાછળ પાછળ જ આવ્યો હતો. એક ક્ષણ ભર થંભી નિરંજનાએ સુરબાળાનો કુંચીનો ઝુમખો તે યુવાનને સોંપ્યો. મેડા તરફ અંગુલિ નિર્દેશ કર્યો. પેલો યુવાન કાંઇ સમજયો જણાયો, પણ ઉપર જતાં ખંચાયો. નિરંજનાએ તેને ઉપર જવા સંજ્ઞાથી ચાલુ વિનંતિ કરી. તેણે ચોતરફ જોયું. ત્વરાથી તે ઉપર ચઢી ગયો. પ્રથમના ઉઘાડા દ્વારમાં જ તે ઘુસી ગયો. એ ખંડ સુરબાળાનો જ હતો. તે ખૂણાના ટેબલ તરફ દોડયો. એકાદ ખાનાને કુંચી બેસાડી. કેટલીક ચીજો નીચે એક નાનકડી કોથળી જણાઈ. એમાંથી માત્ર બે જ રૂપિયા લઇ ખાનું બંધ કરી તે નીચે ઉતરી આવ્યો.

આતુરતાથી ઉંચે જોતી નિરંજના હજી યે નીચે જ ઉભી હતી. પેલો યુવાન તેની નજીક આવ્યોઃ "મેં વધારે નથી લીધું. તમારો ઉપકાર કેમ વાળવો તે હજી મને સમજાતું નથી. આ બે રૂપિયા લીધા છે તે બનતી ત્વરાએ પાછા વાળીશ. લ્યો. મારી આ વીંટી તમારી પાસે રાખો. એક અનાથ કમભાગીનું તમે આજે રક્ષણ કર્યું છેઃ જીવન આપ્યું છે—એ વાતનું એ તમને સદા ય સ્મરણ કરાવશે."

એમ કહી ને યુવાને નિરંજનાના ધ્રુજતા કરે મુદ્રા પહેરાવી તેણે ફરી ચોતરફ જોયું. પછી તે ઘર બહાર પસાર થઇ ગયો.

નિરંજના રસોડામાં આવી. જમીન પર જ બેસી ગઇ. એની આંગળીએ પેલી વીંટી ચમકી રહી. એ સંતાડવાની બિચારીને સમજ પડી નહિ. સંબંધી જનોના ભયથી તે વીંટી અંગુલિ પર રાખી શકે તેમ હતું જ નહિ.

બરાબર એ જ ક્ષણે દાસી ને બાઇ વાતો કરતાં કરતાં ઘરમાં આવ્યાં. નિરંજના ચમકી. તેણે મુદ્રાને પોતાના પોલકામાં છુપાવી દીધી. આમ તેમ પડેલાં વાસણો દાસીએ એકઠાં કરવા માંડયાં. "તને એકલીને અહીં બેસાડી બધા નાટક જોવા ગયાં લાગે છે! આમ તે જવાતું હશે? આગલું દ્વાર પણ ઉઘાડું જ પડયું છે. જાણે કશાનો ય ભય છે?"

બાઇએ પોતાનું ઠીક ઠીક સ્વચ્છ ઉપરણું ધીમેથી ઉતારી બારી પર મૂકતાં જવાબ વાળ્યો, "આજકાલની છોકરીઓની તો વાત જ ના કરશો. એમની વાતો જ અજબ તરેહની. નાનપણમાં આપણો તો સાદ પણ કોઇએ સાંભળ્યો નહોતો. છેક પરોઢથી મધરાત સુધી આપણે કામ કરતાં. વિનોદ ખાતર બહાર જવાનો તો સ્વપ્ને ય ખ્યાલ નહોતો પણ હવે તો જમાનો જ પલટાઇ ગયો. જવા દે ને એ વાત જ. નીરિ બ્હેન! મને કુંચીઓ આપો જોઉં. આમ

એકલી બેસાડી ઘરડાં ફોઇ પણ બહાર ચાલ્યાં ગયાં. આ તે કાંઇ રીત કહેવાય ?" આ બે સ્ત્રીઓને નિરંજના સ્વાભાવિક રીતે જરાક વધારે વહાલી લાગતી. એની હાજરીમાં એમને લગામની કાંઇ જ જરૂર નહોતી. એની હાજરીમાં તેઓ ઘરનાં માણસો વિષેના પોતાના વિચારો નિરાંતે જાહેર કરી શકતાં. એમની વાતો બીજા કને જાય એ બિલકુલ અસંભવિત હતું.

મોડી રાત સુધી નિરંજના જાગતી જ બેસી રહી. છેવટે નાટકમાંથી સહુ પાછાં વળ્યાં, "જો, જો, અલિ ! નીરી હજી યે જાગે છે." ચારુથી ન રહેવાયું, "વાર્તાનું આવું શોખિન તો સૃષ્ટિમાં મેં બીજું કોઈ ન જોયું. કોણ જાણે એ કેટલું ય સમજતી હશે."

તુરત જ સહુ પોતપોતાના કામમાં રોકાયાં. નિરંજના પાસે બેસવા કોઇને ય પુરસદ નહોતી. નાટકની અભિનય કળા ઉપર ચર્ચા ચાલી, બધાં ય સાથે બોલતાં. અન્ય શું કહે છે એ સાંભળવાની કોઇને ય પરવા નહોતી. સહુ પોતપોતાનું ભરડતાં. સુરબાળા પોતાના ખંડમાં ગઇ ત્યારે નિરંજના એટલી તો અકળાવા લાગી કે ચારુ ચીસ પાડી ઉઠી, "અલિ નીરિ! તને શું થાય છે. ? આમ મુંઝાયલી કેમ જણાય છે ? શરીર તો ઠીક છે ને ?"

નિરંજનાએ ડોકું ધુણાવ્યું. પરંતુ બધાં ય વાળુ કરી સુવા ગયાં ત્યાં સુધી તેને નિરાંત વળી નહિ. ત્યાર પછી પણ સુરબાળાની પેટીમાં જરા શો અવાજ થતાં તે પોતાની પથારીમાં થથરતી ઉભી થઇ જતી.

નિત્ય નિયમાનુસાર વળી પાછા દિવસો પસાર થવા લાગ્યા. ચોરીની કોઇને ય ખબર પડી નહિ. સુરબાળાને ય શંકા પડી નહિ. થેલીને તે ભાગ્યે જ અડકતી. કોઈ કોઇ વાર તો એમ ને એમ બે ત્રણ મહિના પસાર થઇ જતા.

પરંતુ એ ચોર એકલી થેલીને જ સ્મરણાંકિત કરતો ગયો નહોતો. એ ગરીબ કાતરહૃદયા રાત દિવસ એના સ્મરણે રાચી રહી હતી. એને મન સંસાર કાંઇ જ નહોતો. માત્ર એક જ મનહર મુખારવિંદ એને મન સમસ્ત વિશ્વ હતું. એને મન સૃષ્ટિ પલટાઇ ગઇ હતી. પ્રથમ તો એને પ્રકૃતિ પોતાના જ જેવી લાગતીઃ વિરૂપ, મૂક, જડ. પરંતુ હવે તો એમાં સૌંદર્યના ફુવારા ઉડતા, પંખીઓના મધુર કલરવે પૃથ્વી નાચી ઉઠતી, સૃષ્ટિ હૃદયસંગીત ગાતી–"બોલ! નવવધુ! બોલ!" સમગ્ર વાતાવરણ જીવંત ભાસતુંઃ આ ગરીબડી બાલાને કરતલ પર ઝુલાવતું. એના કર્ણમાં વિવિધ વાતો ગણગણતું. એના હૃદયપારસમણિએ પૃથ્વીને સુવર્ણી બનાવી દીધી હતી.

પરંતુ તે દિવસે ચોરાયલા પૈસા હજી યે પાછા ન વળાયા. ચોરાયલું દિલ પણ પાછું ન વળ્યુંઃ નિરંજના દિવસે દિવસે અસ્વસ્થ બનવા લાગી.

સુરબાળાને પૈસા પાછા વાળવા તે અધીરી થઇ. એના ખીલતા કુમળા વદન પર વિષાદ છાયા છવાતી જણાઇ. રાત્રિ દિવસ તે વિમાસતી. છૂપી વાત એને કંટકશી સાલતી. એણે પૈસા પાછા કેમ ન વાળ્યા? શું ફરીથી એ સંકટમાં આવી પડયા હશે? એમણે તે દિવસે ખાલી ઢોંગ જ કર્યો હશે? ના, ના. ઢોંગ એવો હોય જ નહિ. પોતે સરજેલા નિરાધાર ને દુઃખી પ્રાણીની આવી ક્રૂર મજાક પ્રભુ કરે જ નહિ. એટલી સુંદર વ્યક્તિ અસત્યમૂર્તિ હોઇ શકે જ નહિ. અવાર નવાર તે પેલી મુદ્રા બહાર કાઢતી, કપાળે અરાડતીઃ ભય ને શંકાઓને દૂર હાંકી કાઢતી. એની ઇંદ્રજાળવાળી સૃષ્ટિની એ કુંચી હતી.

એક પ્રભાતે ગૃહિણી જરા વહેલી જાગી હતી. પથારીમાં પડી પડી ખૂબ જોરથી બગાસાં ખાતી હતી. એટલામાં એની નણંદ

ગંભીર વદને એના ખંડમાં આવી, " નિરીને સખત તાવ આવ્યો છે. પરિસ્થિતિ ગંભીર છે. આખી રાત એને જરા ય ચેન પડયું નથી. એની બુમોથી મને પણ ઝોકું આવ્યું નથી. દાક્તરને તાકીદે બોલાવવાની ખાસ જરૂર છે. પછી તો તમારી મરજી. હું તો મારે કહી છુટી. "

હર્ષના આવેગથી મુંઝાઇ જવાય એવા એ સમાચાર નહોતા. " ઘરનાં દરેક જણ માટે શું હું જ એકલી જવાબદાર છું ? " ગૃહિણી તડુકી, " મરી ગઇ તો સાથે એનાં છોકરાંને ય કેમ ન લેતી ગઈ? એમને ભત્રીજીની સંભાળ લેવી હોય તો લે. હું તો મારે છુટી. મારા પોતાના દીકરાને જ કયાં મોકલી દેવો તે સુઝ પડતી નથી ને ? આજ કાલ તાવ પણ એવા ચેપી થઇ પડયા છે ! "

જરા વારમાં તો આખું કુટુંબ ભેગું થઇ ગયું: નહિ કે બિચારી બાલિકા માટે; માત્ર ચેપથી બચવા જ બધાં યે ધાંધલ મચાવી મૂકયું. બાલકોને દર્દીના ખંડથી બને તેટલાં દૂર રાખવામાં આવ્યાં; મોટાં ય બને ત્યાં સુધી એ ખંડની નજીક જતાં જ નહિ. ન છૂટકે જ જેને જવું પડતું એ જતું. ડૉકટર આવ્યા, નિરૂની દવા લખી આપી; ચેપથી બચવા તેણે દરેકને સૂચના દીધી.

નિરંજનાના કાકાને આ ગરીબડી ભત્રીજી પર વહાલ આવતું. પરંતુ એની પત્નીના દમામથી એ હેત દર્શાવવાનો પ્રસંગ કવચિત જ પ્રાપ્ત થતો; ઓફીસમાંથી ઘેર આવી એકાદ કલાક તે નિરૂની પથારી આગળ બેઠા, પરંતુ નિરૂ એમને ઓળખી શકી નહિ. તે આમ તેમ ગબડતી; મનમાં અસ્પષ્ટ બબડતી, એના શબ્દો સમજવા ગૃહપતિ નીચો નમ્યો. " પૈસા ! પૈસા ! ! પૈસા કયાં છે ? "–તેના કાકાએ ચાર પાંચ રૂપિયા નિરૂના હાથમાં મૂકયા, આ રહ્યા, બેટા !

પૈસા આ રહ્યા." નિરંજના ઓચિંતી પૈસાને વળગી પડી. પછી જરાક શાન્ત પડીઃ જરા ઉંઘી પણ ખરી.

રાત્રે સુરબાળા તેને દુધ પાવા ગઇ. સુરબાળાને જોઈ નિરંજના એકદમ પથારીમાં બેઠી થઇ ગઇ. પ્યાલાવાળો હાથ પોતાના તરફ ખેંચી તેમાં તેણે પેલા રૂપિયા મૂકયા. સુરબાળાએ વિસ્મય પામી તે લીધાઃ પાછળ ઉભેલી ચારુ પણ આશ્ચર્યથી બોલી ઉઠી, "જો ને! દાનેશ્વરી થતી જાય છેઃ કાકી! તમે તો નસીબદાર જણાવ છો. હું તો ઘણી યે વાર ખાવાનું આપવા આવતી પરંતુ મને તો કશુંય આપ્યું નથી."

હવે વધુ સહન કરવા નિરંજના સરજાઈ નહોતી. એના જીવનનું ટુંકું નાટક પુરૂં થતાં માત્ર દસ જ દિવસ લાગ્યાઃ રંગભૂમિ પર શ્યામ પડદો પડી ગયો.

× × ×

એ જ મકાનની બાજુમાં એક ત્રણ માળનું વિશાળ મકાન હતું. વિદ્યાલયના વિદ્યાર્થીઓનું એ છાત્રાલય હતું. મોટા વિલાપધ્વનિએ ને "રામ જય રામ" ની અવિરત ધૂને કેટલાક યુવાન છાત્રોને છજામાં આકર્ષ્યા. કુતૂહલથી સહુ નીચા વળ્યા. એકે બધાંને ખબર આપી, "બંધુઓ! જાણ્યું કે? પેલી પાડોશની બીમાર છોકરી મરી ગઇ. સારૂં થયું–બિચારી છૂટી. એવાં અપંગોને અવસાન જ સારૂં."

એક મનહર યુવાન એકાએક આગળ ધસી આવ્યો. "શું કહે છે?" તેણે બૂમ મારી, "અનુપમ! હું ખરેખર! ઘણો જ દિલગીર છું. એ બિચારીએ એક દિવસ શરત જીતવામાં અજાણે મને ઘણી જ મદદ કરી હતી. એના પૈસા પાછા મોકલવાનો હું દરરોજ વિચાર કરતો પરંતુ તેમ કરવાનું રહી જ ગયું. કોણ જાણે કેમ! આજે જ હું એ બે રૂપિયા એને ઘેર મોકલી આપીશ."

"આ બધું શું બકી ગયો ?" સઘળા એને આતુરતાથી વીંટાઇ વળ્યા, "કઇ શરત ? અનુપમે બધાંના વતી ખુલાસો માગ્યો, "તું કેવી રીતે જીત્યો ? આ અપંગ છોકરીએ શી રીતે મદદ કરી?"

પેલા યુવાને હસીને સમજણ પાડી: "બહુ ભારે વાત નથી, આપણો જયંતિ એક દિવસ કહેતો હતો કે, આપણા નવલકારો કેટલુંય બાફી મારે છે ? આપણે હંમેશાં વાંચીએ છીએ કે: દરેક ભાગ્યશાળી યુવાન સંકટમાં સપડાય કે કોઇ સુંદર નાયિકા પાસે દોડી જાય છે. એ નાયિકા પોતાના જીવનનું બલિદાન આપીને ય એને બચાવે છે. પરંતુ સત્ય શું ? એવો અખતરો કર્યો હોય તો ? કદાચ સાવરણી કે ગરમ પાણીથી જ સ્વાગત થાય. કદાચ એ બાળા એવી તે ચીસ પાડે કે આખો મહોલ્લો ભેગો થઇ જાય. નાયિકાની મદદથી સંકટ તરી જવાય એવું ક્યાંય સાંભળ્યું છે ? આવી અસંભવિત વાત પુરવાર કરી આપનારને દસ રૂપિયા ઇનામ આપું. એ નાટકો બતાવું એ નફામાં, જયંતિની શરત મેં તુરત જ સ્વીકારી લીધી. પાસેના ઘરને જ મારી રંગભૂમિ બનાવવા મેં નિર્ણય કર્યો. પછી આ પાડોશીઓ પર મેં નજર રાખવા માંડી. આખા કુટુંબની માહિતી મેં થોડા દિવસમાં જ મેળવી લીધી. પુરુષ ને સ્ત્રીઓની સંખ્યા મેં ગણી કાઢી. મરદો ક્યારે બહાર જતા ? દાસીઓ ક્યારે ઘરમાં રહેતી નહિ ? આગલું દ્વાર ક્યારે ઉઘાડું રહેતું ?–એવી એવી તમામ ઝીણી બાતમીઓ મેં મેળવી લીધી. એક દિવસે મેં જોયું કે પુરુષ વર્ગ ઘરમાં નહોતો. યુવાન પ્રમદાઓ કાંઇ મોજ માણવા જવાની તૈયારીમાં પડી હતી. દાસી કે બાઇ આવ્યાં નહોતાં. એટલે બધાંના ગયા પછી તક સાધી હું અંદર ઘુસી ગયો. થોડીક મિનિટમાં જ હું શરત જીત્યો. જયંતિ તથા કાંતિએ પોલીસનો વેષ લઇ મને જરા મદદ કરી. થોડાક હોંકારા કર્યા. થોડીક ધમાલ મચાવી. હા ! મારી નાયિકા શારીરિક દેખાવમાં જોઇએ તેવી નહોતી છતાંય તે સત્ય

નાયિકા જ નીવડી. એક પિત્તળની વીંટી મેં એને મારા સ્મરણચિહ્ન તરીકે આપી. એનું મૂલ્ય માત્ર ત્રણ આના જ હતું. એ બદલ મને વીસેક રૂપિયા મળ્યા."

* * * *

એ ગરીબડી બાલાને એ પિત્તળની વીંટી પણ અમૂલ્ય થઈ પડી. ચમત્કારનો એ છુપો ભેદ એના હૃદયમાં જ છુપાઇ રહ્યો. અત્યારે એ હૃદય ધડકતું બંધ થયું.

"જય રામ" ના મોટા ધ્વનિ સાથે મહાજન સ્મશાનપંથે પરવર્યું. પેલા યુવાનો એક વાર એ તરફ ઉડતી નજર નાંખી વાર્તા વિનોદમાં ભળ્યા.

પારસમણિએ જડતામાં ચેતન પૂર્યું: આજે એ ચેતન વણફેર્યું વિલીન થયું.



૧

નીલવર્ણા ઘોર અરણ્યમાં એક સાંકડી નાળ નજરે પડતી. સંધ્યાની છાયાઓ ઝટપટ અદૃશ્ય થતી હતી. ઉન્નત ગિરિશૃંગોની પછી તે હજી હમણાં જ સૂર્ય અસ્તાચલે ઉતર્યા હતા. શૃંગોના એ ઢોળાવે અરણ્ય પરિસીમાની પરિસમાપ્તિ થતી. ધીમે ધીમે ગાઢ અંધકાર છવાતો ગયો. પ્રકાશનું નામનિશાન રહ્યું નહિ. પરંતુ એ ટેકરીની તળેટીમાં એક ગુફા હતી; વિદ્યુત ચમકારની પેઠે ત્યાં અવાર નવાર રક્ત પ્રકાશ ઝબુકતો.

એ વનવેલીશી પગથીએ ચિત્રકાર પ્રિયકાંત મંદ ગતિએ આવતો હતો. એની ઉંમર નાની હતી છતાં ય વિષાદે એને ક્યારનો ય પોતાનો કરી લીધો હતો. જીવનધુરાના ભારે એનું કોમળ કાઠું વળી ગયું હતું. પગલું ભરતાં ય એને શ્રમ પડતો. ગામમાં પહોંચ્યા

વિના છૂટકો નહોતો. રાત્રિનો અંધકાર જામતો હતો. અંધારૂં ઘોર થવાને વિલંબ નહોતો. અતિશ્રમિત અંગોને જેમ તેમ કરીને આગળ ખેંચતો.

એટલામાં એક યુવાન એના માર્ગે આડો ઉતર્યો. કેટલોક સમય થયાં તે પ્રિયકાંતને શોધી રહ્યો હતો. પ્રિયકાંત ચમકયોઃ બોલ્યો, "કોણ? તમે! વસંત!"

વસંત જરા હસ્યો. "હા! કાંતિ!" તેણે ઉત્તર વાળ્યો, "હું જ તારો મિત્ર વસંત. આટલી રાત સુધી તું અહીં કેમ ભટકે છે? ક્યાં ગયો હતો?"

"રાજમંદિરે."

"કામ ફતેહ?"

"હા? એક ચિત્ર વેચી શકયો છું. બીજું તૈયાર કરવા આજ્ઞા મળી છે."

"ઠીક. પણ તારી આશા એટલાથી પુરાય એવી ક્યાં છે? જો ને! તારૂં મુખ કેવું થઇ ગયું છે? ભયંકર રજની પણ એ સાથે સરખાવતાં રમ્યરંગી પ્રભાત સમી લાગે. જો મારૂં નસીબ આમ ખીલ્યું હોય તો આકાશ પાતાળ એક કરી નાંખું."

પ્રિયકાંતે ઉંચું જોયું. ચિંતાભર્યા ખોખરા અવાજે તે બોલ્યો, 'ભાઇ! મારૂં નસીબ ઘણું જ મોડું ખીલ્યું છે."

વસંતને ધ્રાસકો પડયો. "કેમ?" ક્ષણભર તે અવાક બની ગયો. "શું છે? શું થયું છે?"

"કાંઇ નહિ, ભાઇ! રાજવૈદ્યે માત્ર એટલું જ કહ્યું છે કે દ્રવ્યનાં દર્શન કરતાં પહેલાં હું વિદાય થઇશ."

"પણ શાથી?"

"રાજાની મુલાકાત બાદ બહાર આવતાં જ મને મૂર્છા આવી. સાવધ થયો ત્યારે વૈદ્યરાજે એમ કહ્યું."

વસંત તો આ સાંભળી ઘડીક નિર્જીવ પુતળું બની ગયો. સાંત્વન દેવા એક શબ્દ પણુ ન જડયો. "ભાઇ ! મારી ફીકર કરીશ નહિ." પ્રિયકાંત એની વ્યવસ્થા સમજ્યો. "મારી ફીકર કરવી નકામી છે."

એમ કહી તે આગળ વધ્યોઃ જોત જોતામાં દૂર નીકળી ગયો.

પ્રિયકાંત નિર્મિત સ્થાને પહોંચ્યો. રાત ઘણી ગઈ હતી. તેણે દ્વાર ખખડાવ્યુંઃ "પ્રમિલા !" તેણે હાક મારી.

દ્વાર ઉઘડયું. એક યુવતી બહાર આવી. તેના હાથમાં ફાનસ હતું; "કેમ આટલું બધું મોડું થયું ?" તેણે પૂછ્યું. "હું ક્યારની ય તમારી વાટ જોઇ બેસી રહી છું. ચાલો, અંદર આવતા રહો. બહાર કેટલી બધી ટાઢ પડે છે ?"

તે યુવતી અંદર વળી. પ્રિયકાંત એની પાછળ પાછળ અંદરના ખંડમાં ગયો. એ ખંડ લગભગ ખાલી જ હતો. એક ખૂણામાં પલંગ પડયો હતો. બાજુમાં સુંદર કોતરકામવાળી દીવી હતી. માત્ર એક ચીજ ખૂબ ધ્યાન ખેંચતી. એક યુવાન મુગ્ધાનું સુંદર ચિત્ર હતું. એમાં સુંદર રંગોની ભભક નહોતી. પરંતુ એ વદન જ એટલું મનોહર હતું કે અન્ય અલંકારની જરૂર પડે તેમ નહોતું. એ છબી પ્રમિલાની હતી.

પ્રિયકાંતના પિતાજી પણ ચિત્રકારનો જ ધંધો કરતા. એમના ઉપર રાજાજીની જીવનપર્યંત કૃપા હતી. ગરીબાઇએ તો એમનું આંગણું ય ઓળંગ્યું નહોતું. એમના અવસાન પછી એ રાજકૃપા પ્રિયકાન્ત પર પણ ઉતરી જ. પરંતુ ચંચલ લક્ષ્મીદેવીને એક જ કુટુંબમાં પડી રહેવું કયે દિવસે પાલવ્યું છે ? એકાદ ચિત્ર માટે રાજા ને ચિત્રકાર વચ્ચે મતભેદ પડયો. એટલે પ્રિયકાંતની પડતીની

શરૂઆત થઈ. રાજમંદિરનાં દ્વાર બંધ થતાં જ એના મિત્રો પણ પિછાનતા અટકી ગયા. પ્રથમ તો પ્રિયકાંત હિંમતથી સામો થયો. યુવાનીની ઉર્મિએ નિરાશા સ્હામે યુદ્ધ આરંભ્યું. પ્રિયકાંતના આનંદપૂર્ણ હાસ્યથી પ્રમિલા છેતરાઇ. સત્ય વસ્તુસ્થિતિ એનાથી ન કલ્પાઇ.

આશાના કાચા તંતુ પર કેટલો સમય ટકી રહેવાય? ગરીબાઇએ ઘર કર્યું. પ્રિયકાંતને પણ દારિદ્ય સાલવા લાગ્યું. એક પછી એક બધા ય પરિજનોને રજા આપવામાં આવી. પ્રાણથી પણ પ્યારાં સુંદર ચિત્રોને નજીવી કીંમતે વેચવાં પડયાં. પ્રમિલાના હીરા માણેકની પણ એ જ ગતિ થઈ. રાચરચીલું ને વાસણો પણ છૂપી રીતે કાઢી નાંખવાં પડયાં. છતાં ય હજી તો એમનાં સંકટોની શરૂઆત હતી. એક વાર આખા દિવસનો ઉપવાસ પડયો. અત્યંત કંટાળી પ્રિયકાંતે પ્રમિલાનું ચિત્ર નીચે ઉતાર્યું. એકલું એ જ ચિત્ર બાકી રહ્યું હતું. એ જ એમની મિલકત હતી. પ્રમિલા વચ્ચે પડી. એ ચિત્રથી પ્રિયકાંત જુદો પડે તે એને નહોતું રૂચતું: “ના, એને ના વેચશો” તે ગળગળી થઈ ગઇ, “હું હતી તેવી ફરી નથી થવાની. આ ચિત્ર હશે તો પુરાણી પ્રમિલા પરખાશે.” પ્રમિલાને એની માતાએ એકપુરા સ્મરણચિહ્ન તરીકે એક વીંટી આપી હતી. અવશેષ રહેલો એ છેલ્લો અલંકાર વેચવા આપી પ્રમિલાએ પોતાનું ચિત્ર બચાવ્યું.

ચંચલ લક્ષ્મીએ ફરી એક વાર દર્શન દીધાં. કદાચ જૂને ઘેર ડોકિયું કરી જવા તેને વિચાર થયો હશે! પ્રિયકાંતનું ઘર તો લક્ષ્મીને ચિરપરિચિત હતું. લાંબા ગાળા પછી પ્રિયકાંતને રાજમહેલથી આમંત્રણ આવ્યું. એ આમંત્રણના પરિણામે જ આપણે એને રાજાના વિલાસમંદિરમાંથી બહાર પડતો જોઇ ગયા. ચિત્રકારના આંગણાને પ્રણામ કરી ગરીબાઇએ વિદાય લીધી, કીર્તિ ને વૈભવ પાછાં વળતાં

ભાસ્યાં. માત્ર બે જ ચીજો ગઇ તે ગઇ: પાછી વળી જ નહિ–પ્રમિલાની જ્વલંત જ્યોતિ સદા માટે વિલીન થઇ, એની યુવાની વણસી ગઇ. એકદા તે દર્પણ આગળ ઉભી હતી. અરીસામાં નિરીક્ષણ કરતાં વદન પર કરચલી જણાઈ. કાજળ સમા કાળા કેશકલાપમાં પળિયાં દૃષ્ટિગોચર થયાં. તેણે કાચને પછાડી પુરો કર્યો. ગતસૌંદર્યની પ્રતિકૃતિ આગળ તે ફસડાઇ પડી. પોકેપોક મૂકી રડી.

એના જીવન મધ્યાહ્નનો પ્રખર પ્રકાશ શમતાં નિરાશાની ગાઢ શ્યામતા છવાઇ. પ્રિયકાંત પણ કરમાયો હતો. પરંતુ એ ભેદ એણે પોતાના મનમાં જ રાખ્યો હતો. મૃત્યુની હાકલ એણે અન્ય કોઇને ય જાણવા દીધી નહોતી. લાંબા સમયથી ઉડી ગયેલું મૃદુલ હાસ્ય પ્રમિલાના સ્નેહાળ વદન પર ફરકવા માંડયું હતું. એને ફરીથી શમાવી દેવા તે નહોતો ઇચ્છતો. એટલે તે રાત્રિ દિવસ ચિત્રકામમાં મચી રહેતો. છતાં ય પ્રમિલા આગળ કોઇ પણ વાત છૂપાવવી પ્રિયકાંત માટે મુશ્કેલ હતી. એથી જ તે કામના બહાને અળગો રહેતો. પ્રમિલા એને ક્વચિત જ મળતી.

## ૨

પ્રિયકાંત એના ખંડમાં બેસી ચિત્રાલેખનમાં તલ્લીન બન્યો હતો. એ ચિત્ર તૈયાર કરવાનો રાજા તરફથી હુકમ હતો. એને જલદી પુરૂં કરી નાંખવાનો વિચાર હતો. કામ કરવાની શક્તિ કેટલો સમય ટકશે એની ખાત્રી નહોતી. યોગ્ય પારિતોષિક આપવા રાજાએ કબુલ કર્યું હતું. અવસાન બાદ પ્રમિલા માટે વારસામાં પ્રિયકાંત એટલું જ મૂકી જાય તો ય નિર્વાહ પૂરતું થઇ પડે. એને ગરીબાઇનાં દુઃખો તો વેઠવાં ન જ પડે.

પરંતુ માત્ર ગરીબાઇના વેશમાં જ દુઃખો નથી આવતાં. પત્ની પર આવી પડનાર આપત્તિનો ખ્યાલ કરતાં પ્રિયકાંતે એક ઉંડો

નિઃશ્વાસ નાંખ્યો. પરંતુ એ તો નાઇલાજ હતો. પ્રમિલાને પ્રથમથી જ સર્વ વાત જણાવી દીધી હોત તો ઠીક થાત. એથી આવનાર આપત્તિ ઝીલવા તે તૈયાર થઇ શકી હોત; પરંતુ સમય વહેતો જ ચાલ્યો. પ્રમિલાને એ ભયંકર ભવિષ્ય જણાવવાનું કાર્ય કપરૂં થતું ગયું. એ બિચારી અચાનક વજ્રપાત કેમ સહી શકશે!

પ્રિયકાંતનાં માતા પિતા એની બાલ્યાવસ્થામાં જ ગુજરી ગયાં હતાં. એના જીવન પ્રભાતમાં કોઈ પ્રમદાની પ્રીત એણે ઝીલી નહોતી. યુવાનીના પૂજનમાં પણ કલાદેવી જ વિરાજતી. પ્રીતિના દાન માત્રથી જ સંતોષ મેળવવો ઘણો જ કઠિન છે. પ્રિયકાંત મોટો થતો ગયો. એનું દિલ કશા ક માટે તલસવા લાગ્યું. કોઈ પણ દૈવી ઉપાસના કરવા એનું દિલ આટલું તલસ્યું નહોતું. એનામાં છૂપાયલો મનુષ્ય એનામાં વસેલા કલાકાર સાથે દારુણ યુદ્ધ કરી રહ્યો હતો.

એ જ પ્રદેશના એક બીજા ખુણામાં એક માતા પિતા વિહોણી નિરાધાર કન્યકા જાણે એની જ વાટ જોઈ રહી હતીઃ તે રૂપરૂપનો અંબાર હતીઃ યૌવનઝૂલે ઝૂલતી. ભાગ્યયોગે તેઓ મળ્યાં. પ્રિયકાન્તના હૃદયસિંહાસનેથી કલાદેવીને ઘવાયલા ગુમાન સહ ઉઠવું પડ્યું. પ્રમિલા પોતાના અસ્તિત્વનું કારણ પ્રમાણતી. પોતાના અંતરનો તલસાટ શા માટે હતો તે પ્રિયકાંત પણ સમજ્યો હતો. પરંતુ દુનિયા ઝખ મારે છે એમ કરી આ બંને જણ એક બીજામાં સમાઈ ગયાં ત્યારે કુલટા વિધાતા ઈર્ષાગ્નિથી ભડભડ બળવા લાગી.

જેમ જેમ પ્રિયકાંત કામ કરતો ગયો તેમ તેમ આ સર્વ વિચાર તેની દૃષ્ટિ સમીપ તરવા લાગ્યા. થોડી ક્ષણ તો પીંછી એના હાથમાં જ રહી ગઈ. એ સ્તબ્ધ બની બેસી રહ્યો. બારીની બહાર એની નજર પડતી પરંતુ દૃષ્ટિ બીજું જ જોતી. ભુરા આકાશે પોતાનો નિર્મળ પ્રભાવ ધુમ્મસના આવરણ નીચે ઢાંકી દીધો. શિયાળાની કકડતી ઠંડીથી જાણે તે પણ ધ્રૂજી રહ્યું. ભયકંપિત પ્રકૃતિનો

દેખાવ અશ્રુપૂર્ણ ને ખિન્ન બની ગયો. વસુંધરાને જાણે નીલ વસ્ત્રોનો ત્યાગ કરવાની ફરજ પડી. જાણે જરાનું શ્વેત વસ્ત્ર તેણે અંગીકાર કર્યું. મૃત્યુનો વિજયનાદ ચોમેર સંભળાઇ રહ્યો. દરેક સ્થળે, દરેક આકૃતિમાં, દરેક વેશમાં યમદૂત છૂપાયલા જણાયા. મીટ પણ માંડયા વિના પ્રિયકાંત લાંબા સમય સુધી જોઇ રહ્યો. પ્રકૃતિવદનનું આતુરતાથી પાન કરી રહ્યો. પ્રમિલાના આગમન પહેલાં આ જ પ્રકૃતિ એનું જીવન સર્વસ્વ હતી. એના અંતિમ ગમન પહેલાં યૌવન પ્રાતઃકાળની એ જીવનસખીને ફરી નિહાળવા એને મન થયું. ભવિષ્યના અંતરપટમાં શું સમાયું હતું એ એનાથી નહોતું કળાતું. કદાચ એની પછીતે અનંત વિસ્મૃતિ યા એકાંત હશે. એ ભવમાં કદાચ પ્રમિલાને પણ સ્થાન નહિ હોય.

જ્યારે પ્રિયકાન્ત નિ:સર્ગના પરમ પરિચિત મુખારવિંદને અંતિમ વંદન કરી રહ્યો હતો ત્યારે પ્રમિલા દ્વારમાં ઉભી ઉભી આત્માને આંખમાં એકત્રિત કરી તેની તરફ અમીટ નયને જોઇ રહી હતી. દિલદર્દથી એ ધીમે ધીમે ક્ષીણ થતી જતી હતીઃ કામનું મીઠું સાંત્વન પણ એને રહ્યું નહોતું. કાર્યમાં લીન થવાથી પ્રિયકાંતને પોતાનું દુઃખ વિસારે પડતું. હવે એ ધનિક ચિત્રકારનું ઘર પરિજનોથી ઉભરાતું થયું હતું એટલે એની હૃદયદેવીને શું કરવાનું હોય? આ ઘરનો ઉમરો પ્રથમ ઓળંગ્યો ત્યારે પણ એને કશું કરવાનું નહોતું છતાં ય એ વેળા એને મન કાળક્ષેપ કરવો કઠિન નહોતો. એના જીવનમાં આનંદનું પુર ઉભરાયું હતું. એક ખુણો ય ખાલી નહોતો. પછી દરિદ્રતાએ દર્શન દીધું છતાં ય એના હૈયાનો આહ્લાદ ન હરાયો. ક્ષુધાપીડિત વરનો પોકાર પણ એના આનંદમય હૃદયસંગીતમાં શ્રવણપથે પડવા પામ્યો નહિ. અત્યારે એને શું થયું હતું? વેરાન વનમાં એ એકલડી કયાંથી આવી પડી હતી? એ વિશાળ સાગર તરવાને એક તૃણ પણ એને હાથ કેમ ચઢતું નહોતું? અત્યાર

સુધી એને મન એના પતિનું કલાભુવન પરમાનંદનું ધામ હતું. અત્યારે એને એ કરડવા ધાતું હતું. ત્યાં જવાની પણ એની હિંમત ચાલી નહિ. છતાં ય એ સ્થાનથી દૂર નહોતું રહેવાતું. પતંગ દીપકથી દૂર રહ્યું સાંભળ્યું છે? અત્યારે પણ તેથી જ તે દ્વારમાં આવી ઉભી હતી. પ્રિયકાંતને એની હાજરીનો ભણકારો પણ નહોતો.

એકાએક એના સુકાઈ ગયેલા હાથથી એક સુવર્ણકંકણ સરી પડયું. એના રણકારે પ્રિયકાંત ચમકયો. એણે ઉંચું જોયું. નયનથી નયન મળ્યાં, "તારો પતિ તારી સમીપમાં જ છે છતાં ય તારાં નયનમાં અશ્રુ? વિધિના એ કમનસિબ રમકડા! મૃત્યુનો વાયુ વાતાં તારી શી દશા થશે? તને શી રીતે શાન્તિ વળશે!"

પ્રિયકાંતનું હૃદય રક્તનાં અશ્રુ સારી રહ્યું. એનાં નેત્રો તો ક્યારનાં ય સુકાઇ ગયાં હતાં. મુખ આડું ફેરવી એણે પૂછયું, "પ્રમિલા! શું જોઇએ છે? અહીં કેમ આવી?" એની જ કર્ણેંદ્રિયને પોતાનો જ સ્વર વિચિત્ર લાગ્યો.

એની પાસે આવવા પ્રમિલાને કામ જોઇએ! ત્યાં આવવાનો ઉમળકો જ કારણ. શું એની ગણના અદશ્ય થઇ હતી? "કાંઇ નહિ." એણે મંદ સ્વરે અસ્પષ્ટ પ્રત્યુત્તર વાળ્યો ને ત્યાંથી જરા દૂર ગઈ.

પ્રમિલા પોતાના ખંડમાં આવી ઠંડી ફરસબંધી પર ફસડાઇ પડી. ખિન્નતા ને દીન દશાનાં આંસુ પુરપાટ ઉભરાયાં. યાચક બની એ શું યાચવા ગઇ હતી? પ્રથમ પ્રિયકાંત એનું હૃદય ઉકેલી શકતો. મોઢાના વેણુની એને જરૂર નહોતી. પરંતુ એ પ્રિયકાંત એના જીવનમાંથી અદશ્ય થઇ ગયો હતો એ વાત તે કેમ ભૂલી?

દિનકરનો પ્રકાશ કરમાવા લાગ્યો. પર્ણવિહોણાં વૃક્ષો ભેદી ઉત્તરનો ઠંડો પવન સુસવાટાભેર વાવા લાગ્યો. પશ્ચિમના આકાશે વાદળાનો ગાદો થર જામતો ગયો. પ્રકાશનાં છેલ્લાં કિરણો હજી ય ટકી રહ્યાં હતાં એના પર તરાપ મારવા એ ક્ષુધાપીડિત રાક્ષસના

હાથ લંબાઇ રહ્યા. પ્રમિલા જમીન પર જ પડી રહી. દાસી દીવો લઈ આવી તેને ય તડૂકી બહાર તગેડી મૂકી.

ચાંદીની દીવી હાથમાં લઇ દાસી દ્વારમાં જ જડાઇ ગઇ. ક્રોધે ધુંધવાતી પ્રમિલા એકદમ બેઠી થઇ. એનો અકળાયલો કોપાનલ એક સામટો ભભૂકી ઉઠ્યો, "કેમ ઉભી છે ? નથી સંભળાતું ? ચાલી જા."

બિચારી દાસી ! પ્રમિલાનાં આવાં વેણથી ગભરાઇ ગઈ. "બાઇ સાહેબ ! "તે અસ્પષ્ટ બબડી," શેઠના કલાભુવનમાં આજ મારે દીવો લઈ જવાનો છે ! હું આપની આજ્ઞા લેવા આવી છું. બહાર બહુ જ અંધારૂં થઇ ગયું છે."

આટલા બધા પરિચારકો હોવા છતાં એ ખંડનો દીવો પ્રમિલા જાતે જ સાફ કરતી ને પ્રગટાવતી. એના આગમનકાલે તે એનું શયનભુવન હતું. ત્યારબાદ એને મન તે અતિ પવિત્ર બન્યું હતું. કોઇ પણ દાસદાસીને પ્રમિલા એ ખંડમાં પ્રવેશવા દેતી નહિ. દર સંધ્યાએ એ ખંડની સુવર્ણદીવી તે જાતે જ પ્રગટાવતી ને ક્ષણભર ત્યાં થંભી ભૂતકાળનાં સ્મરણોમાં લીન બની જતી.

દાસી બોલી ન બોલી ત્યાં તો પ્રમિલાએ એના હાથમાંથી દીવી ઝુંટવી લીધી ને પોતે જ કલાભુવન તરફ દોડી. શેઠાણીની વિચિત્ર વર્તણુંકથી દાસી તો બિચારી આભી જ બની ગઈ.

કલાભુવનનું દ્વાર બંધ હતું. દીવા સાથે પ્રમિલા ઘડીભર ત્યાં થંભી. અંદર બધે ય શૂન્યકાર પથરાયલો હતો. એણે ધીમેથી દ્વાર ધકેલ્યું. તુરત જ તે ઉઘડી ગયું. પ્રમિલા અંદર ગઇ. ઓરડીમાં અજવાળું અજવાળું થઇ રહ્યું.

પ્રિયકાન્ત ત્યાં નહોતો. એક રેશમી કકડાથી કશુંક બહુ જ સંભાળથી બાંધેલું હતું. બેઠકની નજીક જ એ પડેલું હતું. પ્રમિલાની નજર તુરત જ એ તરફ ગઈ. ઓચિંતી તે કુદી. ઝડપ મારી એ ચીજ હાથમાં લીધી. એક સુંદરીની એ પ્રતિકૃતિ હતી.

પ્રમિલા તો જમીન સાથે જડાઈ જ ગઈ. પેલું ચિત્ર એના હાથમાં જ રહી ગયું. "કોણ હશે?" અજાણી એ મનહર મહિલાનાં જ્વલંત ચક્ષુઓએ એને ગાંડી કરી મૂકી. પ્રિયકાંતના હૃદયની એ નૂતન રાજેશ્વરી! પ્રિયકાંતે આથી જ તેને છાંડી હશે? ઓ એકદર લુંટારણ! તારા ઘાતકી હાસ્ય ને સૌંદર્યને બહલાવવા તને બીજું કોઈ સ્થાન ન જડયું? આ ગરીબડી પ્રમિલાનું રત્ન હરી લેવા તું કેમ તૈયાર થઈ? વળી પ્રમિલાનાં મોહક તત્ત્વો વિલીન થયાં ત્યારે તું આવી? એ વિના પ્રમિલા પરાભવ કેમ ખમે? અત્યાર પહેલાં તું કયાં ભરાઈ બેઠી હતી? એક વખત એવો ય હતો કે સાક્ષાત સૌંદર્યદેવીને ય આ ગરીબડી ચિત્રકારપત્ની આગળ પરાજિત થવું પડતું.

ઓચિંતાં કોઇકનાં પગલાં સંભળાયાં. પ્રમિલાના નિર્બલ હસ્તમાંથી પેલું ચિત્ર પડી ગયું. એ બાવરી બની ગઈ. વાસંતી અંદર આવી. પ્રમિલાની એ સહૃદયા સહચરી હતી. પ્રમિલાને જોતાં જ તે ઉમળકાથી દોડી. એને પગલે પગલે ઝવાહીર ઝમકતું. આવતાં વેંત જ તેણે પ્રમિલાનો હાથ ઝાલ્યો, "હવે તો તમે મોટાં માણસ થઇ ગયાં. જણાવ પણ શાનાં? અમને તો તદ્દન જ વિસારી મૂકયાં! પરંતુ મારાથી કંઈ રહેવાય? ભલે તું બેદરકાર થાય. જો, આ વસંતોત્સવમાં તારે આવવું જ પડશે. હું તો તારા પર જ બધો આધાર રાખવાની છું. તારા પતિની પણ સલાહ લેવી પડશે. પ્રભુપ્રાર્થના કેવી રીતે ગોઠવવી તેની મને તો સમજ પડતી જ નથી."

પ્રમિલાના અધરદ્વય પર એક કટુ હાસ્ય ફરકી રહ્યું. "વાસંતિ! વસંતોત્સવમાં મને બોલાવી શું કરીશ? મારે આવ્યે તો વસંત પલટાઇ હેમંત બની જશે. હું તો યમપૂજક બની શકું: કામદેવની નહિ."

ઉમળકાભર્યાં આમંત્રણનો આ કેવો જવાબ? આવી કપરી મજાક કોઇ કરતું હશે? "પ્રમિલા! બહેન!" વાસંતી મુંઝાઇ,

"આમ કેમ બોલે છે? તને શું થયું છે? આમ ગાંડાં કેમ કાઢે છે? શું બકે છે તેનું તને ભાન છે. અમારા નગરની તો તું સદ્ભાગી નાર છે."

"કેટલી યે સદ્ભાગી!" પ્રમિલાએ રાડ નાખી, "જો, આનો શો જવાબ દે છે?" જમીન પરથી પેલી છબી ઉપાડી પ્રમિલાએ વાસંતીની વિસ્મિત આંખો સન્મુખ ખુલ્લી કરી.

"આ કોણ છે?–અરે! આ તો ઇન્દ્રલેખા! રાજમહાલયની વારાંગના! તું એમ ધારે છે કે તારાથી એ વધુ સદ્ભાગી છે? જા, જા. ગાંડી તો નથી થઇ ને? તારી પાસે કેવું અમૂલ્ય રત્ન છે? ઇન્દ્રલેખા પર લક્ષ્મીનો વરસાદ વરસે છે તેથી તું એને ભાગ્યશાળી ગણે છે? મારૂં માને તો એના જેવી કમનસીબ ને ક્ષુલ્લક લલના તો આ પૃથ્વીના પટ પર પણ અન્ય કોઈ નથી."

પ્રમિલાએ ચિત્રને દૂર ફેંકી દીધું. એના નયનમાંથી શ્રાવણ ભાદરવો વરસી રહ્યો. એક વાર એ રાજેશ્વરી હતીઃ અત્યારે એ ભિખારણ બની હતી છતાં ય લોકો એને ભાગ્યવતી માની રહ્યાં હતાં!!!–

એને આમ રડતી જોઇ વાસંતીથી ન રહેવાયું. તે પણ રડી પડી. એ બિચારીને પોતાની પ્રિયસખીના શોકનું કારણ નહોતું સમજાતું. એને તો કોઇ કારણ જ જડતું નહિ. એણે દિલાસો દેવા પ્રયત્ન કર્યો. બધી ય વનિતાઓને પ્રમિલાના સુખની અદેખાઇ આવતી. પ્રમિલાને અસ્વસ્થ જોઇ ગમે તેને રડવું આવી જાય એ સ્વાભાવિક હતું. થોડી વાર થંભી વાસંતી બોલી, "શું થયું છે? બહેન! મને નહિ કહે?"

પ્રમિલાએ આંસુ લોહ્યાં. પોતાની અસ્વસ્થતા અન્ય આગળ જાહેર થઈ ગઇ તે એને નિર્બલતા લાગી. પરાણે તેણે હોઠ પર હાસ્ય આણ્યું. "કાંઇ નહિ, બહેન!" તે બોલી, "કશું ય નથી. મને જરા ઠીક નથી. એમાં વળી મારૂં દીલ જરા પોચું તેથી સહજ"—

પરંતુ વાસંતી એમ સહજમાં માની જાય તેવી નહોતી. "જો, પ્રમિલા! આમ આડી અવળી વાતો કરી તું મને નહિ છેતરી શકે. હું પણ તારા જેવી જ અર્ધાંગના છું. મારાથી કશું ય છૂપાવ્યે શો ફાયદો? હું તો તારી સમોવડી ગણાઉં. તું ખરેખર! કમનસીબ છે. નહિ તો તારા પતિ જેવા ઉત્તમ મનુષ્ય રસ્તે જનારીથી ફસાય?"

પ્રમિલાને કશું ય કહેવાનું નહોતું. જરા થોભી વાસંતીએ આગળ ચલાવ્યું, "જો બહેન! આમ જરા જરામાં હિંમત ન હારી જઇએ. સ્ત્રીઓને તો પોતાના હક્ક માટે હંમેશાં લઢવાનું જ છે. મારી બહેનને એક વાર આવું જ બન્યું હતું. પરંતુ પેલા પ્રખ્યાત કામંદકના શિષ્યે એને એવી તો પડીકી આપી કે માત્ર ત્રણ જ દિવસમાં એનું ગાડું ચીલે પડયું. લોકો કહે છે કે એ કામંદક તો ભુતોને ય વશ કરી કરી શકે છે. મોટા મોટા રાક્ષસો ય એને ચરણે નમે છે. એને માટે કશું જ અશક્ય નથી."

સખીના આ બોલે પ્રમિલા તિરસ્કારથી હસી. પ્રભુએ એને વિસારી દીધી ત્યારે એને દૈત્યોની સહાય લેવાની રહી ને!!!—

તોફાનનું જોર વધતું હતું. વાસંતી ઝટપટ માર્ગે પડી. પ્રમિલાએ દ્વાર બંધ કર્યાં. કોઇ પણ દાસી એને બોલાવવાની હિંમત કરી શકી નહિ.

બારી વાટે ખંડમાં પવનના સુસવાટા આવવા લાગ્યાઃ વરસાદ હજી શરૂ થયો નહોતો. મેઘમંડલાચ્છાદિત અંબર છેક નીચું ઝઝુમી રહ્યું હતુંઃ ક્રોધાયમાન ફીક્કા વદનશુ લાગતું. રાત્રિ ક્યારનીય અંધારી હતી. ચોમેર શાંતિનું સામ્રાજ્ય પથરાયું હતું. એવે સમયે પ્રિયકાન્ત ક્યાં ગયો હશે? એ ઉભી થઇ. એના કક્ષામંદિર તરફ ગઇ. છૂપાઇને કાંઇક સાંભળવા આતુર બની. અંદર સર્વત્ર શાંત હતું. દીવો બળતો હતો. કંપતા પગલે તે આગળ વધી. આગંતુક આપત્તિની ભ્રમણાથી દિલ થથરી ઉઠતુંઃ અંતર કોરાઇ જતું.

પ્રિયકાન્ત પોતાની બેઠક પર જ નિદ્રાધીન થઇ ગયો હતો. ઇન્દ્રલેખાનું ચિત્ર બાજુમાં જ પડ્યું હતું. એ દશા જોઇ પ્રમિલાનાં નેત્રો ભભૂકી ઉઠયાં. બચ્ચાંવિહોણી વાઘણશી એ જોઇ રહી. તે કેટલો બધો સમય અંધ રહી હતી? વિનાશની પાળ પર કેમ થંભી રહી હતી?

ધીરે ધીરે એના મનમાં એક ભયંકર નિશ્ચય ઘડાયો. પોતાનાં જ શસ્ત્રોથી તે પાપિણી રાક્ષસીનો પરાજય કરશે. એ ઓરડીની બહાર આવી. પાછળ નજર સરખી યે કરી નહિ. પ્રિયકાન્તનું ફીક્કું વદન નિદ્રામાં નિર્જીવ શબ સમું લાગતું. પરંતુ એથી પ્રમિલાને જરા ય લાગણી ન થઇ. એના દિલમાં ધિક્કારનો અમલ હતો. પ્રિયકાન્તને એની શી પડી હતી? એ તો ઇંદ્રલેખાનો આશક હતો.

શૂન્યકાર ભર્યું આંગણું પાછળ રહી ગયું. ભયંકર કડકડાટ સહિત તોફાન તૂટી પડ્યું. બેદરકાર પ્રમિલાએ બહાર ઝંપલાવ્યું. રાત્રિના ઘોર અંધકારમાં તે ઘડીકમાં અદશ્ય થઈ ગઈ.

૩

અરણ્યમાં પેલી નીલવર્ણી પગથી પરખાય નહિ તેવી વિપરીત બની ગઈ હતી. તોફાનના મારાથી વનશ્રી વેડફાઇ ગઇ હતી. તૂટેલાં વૃક્ષો ને ડાળીઓ જ્યાં ત્યાં દષ્ટિગોચર થતાં. પર્વતનાં શૃંગોથી રાક્ષસી શિલાઓ તૂટી પડી માર્ગ પૂરી રહી હતી. આખા ય અરણ્યમાં ભયંકર નિનાદ થઇ રહ્યો હતો. પ્રકાશનું એકાદું કિરણ પણ ચમકતું નહોતું. અવાર નવાર ઝબુકતા વિધુત્ચમકાર અમાનુષી દશ્યનું દર્શન કરાવતા.

એવી ભયંકર પળે એક વ્યક્તિ દૂર દૂર દોડી જતી હતી. આછી આછી નજરે તરતી; વિજળીનો ઝાઝેરો પ્રકાશ થતાં જરા સ્પષ્ટ જણાઇઃ મનુષ્ય જેવી નહોતી ભાસતી. મનુષ્યદેહે એ કોઈ તોફાનનો અવતાર હોય એમ થતુંઃ શામળા જંગલમાં તે આગળ ને આગળ ધસી રહી હતી. એની દષ્ટિ પેલી તળેટી આગળની ગુફા

પર ઠરી હતી. તેની અંદર વહ્નિજ્વાલા ભભૂકતી, એ અગ્નિ ભૌતિક નહોતો મનાતો. એ ગુફા તો અંધકારના રાજાના મિત્રની આરામગાહ ગણાતી.

પ્રમિલાનો પગ ઓચિંતો એક સર્પ પર પડયો. ગભરાટમાં તે કુદી. તેનાથી ભયકંપિત ચીચીઆરી પડાઇ ગઇ. ક્ષણમાં જ સાવધ થઇ તે આગળ વધવા લાગી. શું આ સમયે ભયને સ્થાન હતું? નિર્જીવ કંપથી કંપવાનો આ અવસર હતો? સાક્ષાત્ યમરાજ સાથે સંગ્રામ જગાવવા તે બહાર પડી હતી; સાવિત્રી પેઠે સમરાંગણે ચઢી હતી. વિલીન થતા પ્રેમનો ઉદ્ધાર કરવા તેણે નિશ્ચય કર્યો હતો; પછી ભય શાનો? એને રોકવાની કોનામાં તાકાત હતી?

તે ગુફાના દ્વાર આગળ આવી ઉભી. એના પગમાંથી લોહીની ધારાઓ વછૂટતી. એનાં વસ્ત્રો ચિથરેહાલ થઇ ગયાં હતાં. એનાં થથરતાં અંગો પર હિમમિશ્રિત અનિલનો સપાટો આવ્યો. અંદર એક ખૂણામાં અગ્નિ સળગતો હતો. ગુફાના અન્ય ભાગમાં સાવ અંધારૂં હતું. અંદર કોઇ હોય એમ લાગતું નહિ છતાં ય પોતાની આજુબાજુ અસંખ્ય અદૃશ્ય જીવો ઘુમી રહ્યા હોય એવું પ્રમિલાને લાગ્યું.

નકામી ભયકલ્પનાઓ શા માટે? પૂંઠ ફેરવી હવે જોવાનું શાને? એના કલ્પનાચિત્રમાં ઇન્દ્રલેખાનું મુખારવિંદ આલેખાયું: એના પાછા પડતા પગમાં નવું જોમ આવ્યું. તે ગુફાની અંદર દોડી.

અચાનક કોઇ ગેબી અવાજ થયો, "શું થયું છે? અહીં કેમ આવી છે?"

પ્રમિલાએ ઉંચું જોયું. તેની ને અગ્નિની વચ્ચે કાળા ધુમાડાનો એક ગોટો હતો. દેવતાના ઉડતા તણખા તેની આરપાર દેખાતા. અંગારના વર્ષાદ વચ્ચે કોઈ ઉભું હતું. એનાં જ્વલંત ચક્ષુ અંગારથી યે વધુ ચમકતાં. પ્રમિલાએ એને કામંદક ધાર્યો. એને જ અંધકારના રાજાનો મિત્ર પ્રમાણ્યો. "તારે શું જોઇએ છે?"—ફરીથી પેલો ભયંકર અવાજ આવ્યો.

જવાબ આપવાની પ્રમિલામાં જરા હિંમત આવી. આ વેળા એના સ્વરમાં જરા ય કંપ થયો નહિ. "મારૂં અમોલું રત્ન હરાઈ ગયું છે " પ્રમિલા બોલી, "મારે એ પાછું જોઇએ છીએ."

દૈત્યના ભયંકર હાસ્યનો એ ગુફામાં પડઘો પડયો. "ચોર પાસેથી પાછું ચોરવું છે ?" પેલો ક્રૂર નાદ ફરી ગાજ્યો, "આમ આવ."

પ્રમિલા કઠણ પગલે આગળ વધી. અગ્નિ સમીપ પહોંચતાં હાડપિંજરનો એક હસ્ત તેની સમીપ આવતો લાગ્યો. અન્ય ક્ષણે જ માનુષી અંગુલીઓ એને કંઠે ભીડાઇ. ગુફાના ઠંડા શિલાતલ પર તે બેભાન થઇ ઢળી પડી.

૪

વરસાદની ફરફરે પ્રમિલાને સાવધ કરી. કોઇએ એને ગુફાની બહાર મૂકી દીધી હતી. તે બહાર અરણ્યમાં પડી હતી. અંધકારનો સુમાર નહોતો. તોફાન શમ્યું હતું છતાં ય વરસાદ ધોધમાર પડયે જતો હતો.

પ્રમિલા ઉભી થઇ. ગુફાના દ્વાર તરફ એણે નજર નાંખી. અંદરથી અવાજ આવ્યો. "જા. તારે જોઇતું હતું તે તને મળી ચૂકયું છે."

છતાં ય પ્રમિલાનું અંતઃકરણ આનંદથી ઉછળી શકયું નહિ. અશુભ શંકાઓનો એની છાતીએ ડુમો ભરાયો, ત્વરાથી તે પાછી વળી.

ગામની સીમમાં જ વર્ષાદ બંધ પડયો. શામળા અંબરપટની ફાટમાંથી ચન્દ્રિકા નીતરી રહી. સામે જ તેનું ઘર જણાયું. હતું તેવું જ શાંત ને શૂન્ય. ધબકતા હૈયે એ ત્યાં પહોંચી. દ્વારમાં જ ઉથલી પડી.

હજી નિદ્રાનું સામ્રાજ્ય સંપૂર્ણ થયું નહોતું. પ્રમિલાએ છૂટકારાનો દમ ખેંચ્યો. દાસદાસીઓ સામે જોવાની તેની હિંમત ન ચાલી. માત્ર ભવિષ્ય ઘડવાની જ એને રઢ લાગી હતી.

એ પ્રિયકાંતના કલાભુવન તરફ ચાલી. ઉઘાડી બારીમાંથી જ્યોત્સ્ના વરસી રહી હતી. પ્રિયકાંત ભૂમિ પર ઢળી પડયો હતો.

એનું શ્વેત કમળશુ વદન આછા પ્રકાશમાં ઓર દીપી ઉઠતું. એ જ વહાલસોયું મુખારવિંદ : ફીક્કું ને મૃત્યુરંગી ! ! !—

જેમ તેમ કરી પ્રમિલા ત્યાં સુધી ઘસડાઇ. આવતાં જ ફસડાઇ પડી. એનાથી ઉભું ન રહેવાયું. પ્રિયકાંતનાં ચક્ષુ ફરી નહિ ઉઘડે ? એ વિકલ્પક્ષણે એને અધમૂઇ કરી નાંખી.

એવામાં આછી ઉષાની ઠંડી લહેર આવી. એના મૃદુલ સ્પર્શે પ્રિયકાંતનાં નયન ઉઘડયાં. પ્રમિલાનું વદન એના ઉપર ઢળેલું હતું. એ જ પ્રથમ દૃષ્ટિપથે પડયું. આનંદમયી ઓળખાણના આશાઝુલે એનું આખું ય અંગ ઝુલી રહ્યું.

પણ આ શું ? પ્રિયકાંતે નિરાશાની પોક મૂકી. તે ઝબકી ઉઠયો. એના કંપતા શરીરને ટેકવવા પ્રમિલાએ હાથ લંબાવ્યા. પ્રિયકાંતે એ જોરથી તરછોડી નાંખ્યા. એ ત્રાડ પાડી ઉઠયો: "જા. ચાલી જા. મારી નજરથી દૂર થા. છેલ્લી પળે પણ મને કેમ વળગી છે ? પ્રમિલા ! ઓ મારી પ્રમિલા ! તું ક્યાં છે ? આમ આવ. એક ક્ષણ પણ તારૂં મધુર વદન જોવા દે. ક્ષમા માગવા એક ક્ષણ પણ બાકી નથી. માત્ર એક જ વાર તારા હસતા વદનથી નયન ઠારવા દે.

ફરીથી એ જમીન પર ઢળી પડયો. પ્રમિલા ભાન ભૂલી એને બાઝી પડી. ધ્રુસકે ધ્રુસકે રડી રહી. "વહાલા ! પ્રાણાધાર ! મને ય ઓળખતા નથી ? હું તમારી પ્રમિલા"—

રહેલું તમામ બળ એકઠું કરી પ્રિયકાંત એના પાશમાંથી મુક્ત થયો: "મારી પ્રમિલાને હું ભૂલી ગયો હોઇશ ? ઓ પાપીણિ ! ઓ કમજાત ધ્રંદ્રલેખા ! મારાથી દૂર થા. ઓ પ્રમિલા ! ઓ મારી પ્રમિલા ! તું ક્યાં છૂપાઈ રહી છે ?"

પ્રમિલાના નામસ્મરણમાં જ પ્રિયકાંતનું પ્રાણપંખેરૂં ઉડી ગયું.

ત્રાસથી ચીસ પાડી પ્રમિલા ઉભી થઇ ગઇ. સામે જ અરીસો લટકતો હતો. ત્યાં સ્વાભાવિક નજર ગઇ. એની નિર્મલ સપાટી પર ધ્રંદ્રલેખાનું માયાવી મુખ પ્રતિબિંબિત થઇ રહ્યું.

૧

એક મોટું ટોળું ધસ્યું આવતું હતું—કોલાહલ પણ ઘણો જ થતો હતો. એક મોટો પલંગ કેટલાક માણસોએ ઉપાડયો હતો. બીછાનું પણ અતિશય મૂલ્યવાન હતું. અત્તર ને ગુલાબની સુગંધિ હવામાં પ્રસરી રહી હતી. પેલા મોટા જમીનદારનાં તમામ માણસો એને વીંટાઇ વળ્યાં હતાં. દાસદાસીઓનું ધાડું પાછળ આવતું હતું. એ જમીનદારના બે પુત્રોને કદાચ જીવનમાં પહેલીવાર જ આજે ઉઘાડે પગે ચાલવાનો વખત આવ્યો હશે. ચોતરફ પૈસા છૂટે હાથે વેરવામાં આવતા. શિકાર પર તરાપ મારતા ગરુડોની પેઠે ભીખારીઓનું ટોળું કુદી રહ્યું હતું. એમની ઝુમાઝુમ દાનવમંડળની મહાસભાને ય વીસરાવે તેવી હતી. ' રામ બોલો...જય રામ 'ની ધુન એક ઘડીભર પણ અટકતી નહિ. રસ્તાની બંને બાજુએ લોકોનાં ટોળેટોળાં ઉભરાતાં. જાણે કોઇ મહોત્સવનું સરઘસ ન હોય !

પરંતુ એમાં કશું ય નવાઇ જેવું ન હોતું. એ મુલકના મશહૂર જમીનદારની પત્નીની એ સ્મશાનયાત્રા હતી. એમાં વૈભવપ્રદર્શનની ઉણપ હોય ખરી !

છતાં ય એક ગરીબ પિતાને આંગણે અવતરી હતી. તને ઝુલાવનાર તારી જનનીના ભાવભર્યા હસ્તો માત્ર કાચની બંગડીઓથી જ શણગારેલા હતા. પોષાક પણ સાદો ને આછો હતો. તારા બાલ્યમાં તારાં માતપિતા ભાંડુઓ ને મિત્રોના ભાવ વિના તારી પાસે કશું ય નહોતું. તારા લગ્નના દિવસે સર્જનહારે બક્ષેલા સૌંદર્ય સિવાય તારી પાસે બીજો એક પણ અલંકાર નહોતો. કયા સદ્‌ભાગ્યથી:પૂર્વ જન્મના કયા પુણ્યથી: તું આવી ભભકભરી સ્મશાનયાત્રા પામી શકી? જે ગરીબ ઘરમાં તેં પ્રથમ સૂર્યપ્રકાશ પીછાન્યો એ સાદા ગામડામાં તારી અંતિમ ઘડી આવી ઉભી હોત તો? આવો ગૂઢ પ્રશ્ન પુછી શકાત ખરો? કદાચ કોઇ શોકના હૃદયભેદક વિલાપો સાંભળી શકત કદાચ એ ગરીબ ઘરને દુઃખના કપરા વાદળે પોતાનાં શ્યામ આલિંગને રૂંધી નાખ્યું હોત; કદાચ તારી ચિતાના ભડકામાં કેટલાક આત્માનાં આનંદ ને શાંતિ રાખમાં પલટાઇ જાત; પરંતુ તારા અંતિમ વિરામમાં આવી વૈભવશાળી વિદાય કંઇ મળત? આટલા બધા અનુગામીઓના આક્રંદસુર દિગ્ગજોને ડોલાવી રહ્યા હોત ખરા? આ વિશાલ પાટનગરનાં પ્રજાજનોનાં વિસ્ફારિત નયનો તારા પર ઠરી રહ્યાં હોત ખરાં? મૃત્યુના મહારાજ્ય પ્રતિ તારા વિજય પ્રસ્થાનને પ્રકાશમાં આણવા આકાશને ચીરી નાખતો આવો ગજબ કોલાહલ કદી યે થાત ખરો? ખરે! આજે તારા જીવનની ધન્ય ઘડી આવી ઉભી છે! મહાન 'છત્રપતિ' કુટુંબના સ્તંભ પ્રતાપરાયના મનોમંદિરની તું મહારાણી હતી! તારા મનોહર અંગોને પ્રજાળી નાખનાર અનલ મારા હૈયાની આગને કેમ નહિ બુઝાવી દેતો હોય? મારા જેવા દુઃખી કમભાગીને કયા બંધને તારી જોડે જડી દીધો છે? મૃત્યુથી પણ મટી ન જનાર બંધન કયું છે? મારી હૃદયરાણી! હવે તું નથી છતાં ય તારે માટે મારા હૈયામાં હજી ય આગ ભભૂકે છે. ગુજરાતી શાળાના એક ગરીબ શિક્ષકનું આ અહંભાવી સાહસ તો નહિ હોય!

સ્મશાનસંઘ આગળ વધે છે. હું પણ એની વાંસે ઘસડાયે જાઉં છું. તારા પતિના અમીર કુટુંબીઓ સાથે ચાલવાનો મને હક નથી.

અચાનક કંઇક થયું. સરઘસ ઘડી થંભી ગયું. આગળ જતું ગાડું કે ગાડી અટકી પડી હતી. બે મીનીટ અમે બધા ય ઉભા રહ્યા. તારા મનોરમ વદનનું દર્શન કરવા બંને બાજુ ટોળું આગળ ધસ્યું.

બે વિદ્યાલયી યુવાનો–એમના દેખાવ પરથી, હાથમાં ચોપડીઓના થોકથી હું એમ જ કલ્પી શકું–છેક આગળ ધસ્યા ને પછી ચમકીને પાછા પડયા. “આવા સૌંદર્યને અવસાન!” એક બીજાના સામે જોઇ બબડયો, “જીવનમૂર્તિ કેવીક હશે? આવું સૌંદર્ય ચિત્રો સિવાય મેં તો જોયું જ નથી. કોના ઘરમાં એ અંધકાર ભરી જતી હશે?”

બીજાએ તેને કોણી મારી શાંત કર્યો. મારા તરફ આંગળી કરી બબડયો, “ચુપ! કદાચ આ જ તેનો પતિ હશે!” તેઓ ટોળામાં અદૃશ્ય થયા. આગળની ગાડી ચાલી. અમે પણ ચાલ્યા.

એનો પતિ! પેલા યુવાનો નાદાન હોવા જોઇએ. મને એનો પતિ કોણ ધારે? દુનિયાના ડાહ્યાઓએ એ વાત સાંભળી હોત તો એમને હસી કાઢયા હોત. મારાં નેત્રો રાતાં ચોળ બની ગયાં હતાં. મારા વાળ ચૂંથાઈ ગયા હતા. કોઇ ગાંડાની પેઠે હું દોડયો જતો હતો–માત્ર તેથી જ તમે મને એનો પતિ ધારી લીધો ને? હજી ય તમે નથી ભણ્યા કે આ સંસારસાગરમાં પ્રેમને કશો જ હક્ક નથી –કશો ય દાવો નથી. લક્ષ્મી ને કુલિનતા આગળ પ્રેમ શી વીસાતમાં? કશું જ નહિ. એ છેક જ ક્ષુલ્લક. એ મહારાણી છે. હું એક ગરીબ શિક્ષક છું.

અમે સ્મશાનભૂમિમાં આવી પહોંચ્યા. ચંદનની ચિતા રચાઇ. એના શબને પધરાવવામાં આવ્યું. હવે હાસ્ય શાને? દેશવટો દેવાયલી સુરલોકની સામ્રાજ્ઞિ! તું તારી જન્મભૂમિમાં પાછી વળે છે. કોઇ મહાક્રોધી મુનિરાજના શાપથી તું આ સંસારમાં ઉતરી આવી હતી!

તું અમારી સાથે હતી ત્યારે આવું સ્મિત તેથી જ મેં કદી યે નીહાળ્યું નહોતું ? સ્વયં મૃત્યુદેવ તને નવવધૂ માની વધાવે છે ત્યારે જ તું પ્રથમ વાર હસે છે !

અગ્નિદાહ દેવાયો. એના શ્યામળા કેશકલાપમાં વહ્નિની હજારો ભૂખી નાગણો ચિત્કાર કરી રહી. અંધારઘેરી રજનીમાં એમની તૂટેલી જીહ્વાઓ આમ તેમ સળવળી રહી. મારાથી એ ન જોવાયું. હું ભાગ્યો.

૨

વિનીતની પરીક્ષા પસાર કરી મેં વિદ્યાલયના પગથાર પર પગ મૂક્યો ત્યારે કોઇએ પણ સ્વપ્ને ધાર્યું નહોતું કે હું એક ગરીબ શિક્ષક તરીકે રવડીશ. દરેક જણ મને કુલદીપક ગણતા. મારી માતાના અંગ પર એક પણ અલંકાર નહોતો છતાં ય એની ભાવિ નવવધૂ તો હીરાનાં કંકણ પહેરશે એમ તે નક્કી માનતી. એના વહાલા અનુપમે પહેલે જ તડાકે છાત્રવૃત્તિ મેળવી હતી. આગળ જતાં તે મોટો વકીલ તો જરૂર બનવાનો. હજી યે મને આશ્ચર્ય થાય છે કે મારી એ વકીલાત કોને વરી હશે ? ને પેલાં હીરાનાં કંકણ ! હા. મેં કોઈના હાથ પર જોયાં પણ તે મારી પત્ની નહોતી. મારી માતાની શ્રદ્ધાને ચલાયમાન કરવાની કોઇનામાં પણ તાકાત નહોતી. પોતાના અજબ પુત્રને વિધિ આમ ક્રૂર દગો દેશે એમ તે છેલ્લી ઘડી સુધી માની શકી નહોતી.

એક પડુ પડુ થઇ રહેલું મકાન, પાસે એક નાનકડું તલાવ ને થોડાંક ગરીબ સગાં વહાલાં—એ મારા પિતાના વડીલોનો વારસો. અમારા ઘરમાં રહેવું ને અમારૂં લુણ ખાવું એમાં અમારાં સગાં વહાલાં ને કશું ય નવાઇ જેવું લાગતું નહિ. વડીલો પાસેથી એ હક એમને વારસામાં મળેલો હતો: એમાં ઉપકાર શાનો ? એ લોકો આભાર માને એવું અમને શમણું પણ આવતું નહિ. મારા પિતાજી

ખુબ મથતા ને થોડું કમાતા. અમારાં અલ્પ સાધનોથી બે છેડા ભેગા કરવા મારી માતા એથી પણ વધારે મથતી. બીજાં માત્ર ખાઇ પીને જોઇ રહેવામાં આનંદ માણતાં. મારા માતાપિતાથી મારૂં વિદ્યાલયનું ને અમદાવાદનું ખર્ચ પુરૂં થાય તેમ નહોતું, પરંતુ ભવિષ્યના એક બાહોશ વકીલને ઘટતું જ્ઞાન પોતાના પુત્રને ન મળે એ મારી માતાને પાલવે તેમ નહોતું. એટલે હસતે વદને તે પોતાના અલંકાર મને ઉતારી આપતી ને એ મૂડીએ હું વિદ્યાની શોધમાં ઝંપલાવતો. એ વેળાએ મને પુરેપુરી આશા હતી કે મારી માતાને હવે એની જરૂર રહી નથી. એ પહેરતી હોત તો હું જરૂર તેને લાવી આપત. એ વિચારે હું અત્યારે પણ સાંત્વન મેળવું છું.

એક નાનકડી નાળમાં આવેલા ત્રણ મજલાના મકાનની ભેજવાળી કોટડીમાં મારા યુવાનીના પહેલા દિવસો વ્યતીત થયા. મારા સહાધ્યાયીમાંના કેટલાકને લક્ષ્મીની ઓથ હતી. તેઓ તેમના વિવિધ વિલાસોમાં બે ઘડી મોજ માણતા. મારા જેવા ગરીબોને એવાં આનંદનાં ધામ કયાં હોય? ઘડીક એ સદ્‌ભાગી સન્મિત્રોની ઝાટકણી કાઢીએ કે પૃથ્વીની હરેક ક્ષુલ્લક વસ્તુની કીંમત પર ભાષણ મારીએઃ એ અમારા ઘડીભરના ઉલ્લાસો. પાટનગરના વૈભવોમાં વિહરતા ગર્ભશ્રીમંતો ગામડાંના ગરીબ ઘરને સહેલાઇથી ભૂલી જઇ શકે. પણ મારે તો એક ગંધાતી ઓરડીના અંધારા ખૂણામાં ભરાઈ બેસવાનું; હાથમાં પુસ્તક રાખી માથું ધુણાવવાનું. મારાથી ગામડાની લહેર કેમ ભૂલાય? મારા ગરીબ ઘરની સાદી સ્વતંત્રતા માટે હું ઘણી ય વાર વલખાં મારતો. અમદાવાદમાં આવાં અનેક વર્ષો વીતી ગયાં. છતાં ય હું તો હજી ગામડીઓ જ રહ્યો હતો. મારી આજુબાજુના વાતાવરણમાં મારૂં દીલ ચોટતું જ નહિ.

કેટલાંક વર્ષો વહી ગયાં. અંતે એક દિવસે હું કાલુપુરના સ્ટેશને રવાના થયો. મારૂં મગજ થાકી ગયું હતું. મારા અંગમાં

આગ ભભૂકતી. મારા હાથમાં એક નાનકડી ટ્રંક હતી. મારો સંસારી ખજાનો એમાં ભર્યો હતો. મારી પરીક્ષા ખતમ થઇ હતી. હું દોડતો ટ્રેઇનમાં ચઢી બેઠો. મારી બાના અલંકારોએ મને આટલે ઉંચે પહોંચાડયો–પણ હવે ? મારાં ખીસ્સાં સાવ ખાલી હતાં. મેં પાસ થઇ નોકરી લેવાનો વિચાર કર્યો. ખાનગી રીતે એમ. એ. નો અભ્યાસ કરવાની અભિલાષ હતી. ટ્રેઇનમાં બેઠે બેઠે પરીક્ષામાં કેટલા માર્ક્સ મળશે તેની મેં ગણતરી કરી. ઉંચો નંબર આવે તો કદાચ છાત્રવૃત્તિ પણ મળી જાય.

સાયંકાળે હું મારે ગામ પહોંચ્યો. સ્ટેશન ને મારા ઘર વચ્ચે માત્ર એક જ ખેતર હતું. અંધારૂં થઈ ગયું હતું. નાંખી નજર પણ પહોંચતી નહિ. છતાં ય મારી માનસિક દૃષ્ટિમાં મારૂં વહાલસોયું આંગણું તરવરી રહ્યું. અત્યારે મારી બાએ ઘીનો દીવો પ્રગટાવ્યો હશે. કયારાની પવિત્ર તુલસીને એ વંદન કરી રહી હશે. એની વેણી વછૂટી ગઈ હશે. એનો કેશકલાપ વસુંધરાને ચૂમી રહ્યો હશે. મારાં નાનાં ભાઇ બહેન દાદીમાને વાત કહેવા પજવતાં હશે. રસોડાની ધૂણીથી અકળાઈ મારાં ફોઇ વાડામાં આમ તેમ આંટા મારી રહ્યાં હશે. મારો નાનકડો પ્રબોધ કવિતા લલકારી રહ્યો હશે. એવામાં અમારૂં ઘર શ્યામળા આકાશમાં ધાબા સરખું જણાવા લાગ્યું.

મને જોઇ બધાં ય દોડી આવ્યાં. દરેક વેળા મારી બા મને જોઇ મૃદુ સ્મિત કરતી; પરંતુ આજે તો એના આનંદનો પાર નહોતો. આખું ય કુટુંબ કોઈ અવનવા બનાવથી તલપાપડ થઈ રહેલું જણાતું હતું. થોડી જ વારમાં હું એમનો ભેદ કળી ગયો. ગરીબ ગુજરાતી ગામડીઆના એક સરખા આનંદહીન અસ્તિત્વમાં એક બે પ્રસંગો જ સાચા આનંદનું પુર ઉભરાવી શકે છે એટલે મારે લાંબી વાટ જોવી પડી નહિ. મારાં નાનકડાં ભાઇ બહેન મારી આગળ વધાઇ ખાવા ઉતાવળાં થઇ રહ્યાં હતાં. મારા વિવાહની વાત થઇ હતી. કન્યા પણ

પારખવામાં આવી હતી. તે ગરીબ માબાપની પુત્રી હતી. પરંતુ વાતાવરણમાં તો એ સૌંદર્યમૂર્તિ લેખાતી. એની સુંદરતાથી જ મારી બાનું મન ચળી ગયું હતું. પહેરામણીમાં પૈસો ય ન મળે તો તેની તેને પરવા નહોતી. એનો પુત્ર ભવિષ્યમાં મોટો વકીલ થનાર હતો. એને શ્રીમંત કદરૂપી કન્યા વરાવવાના તેને કોડ નહોતા જ. બધું જ લગભગ નક્કી થયું હતું. માત્ર મારે કન્યા જોઇ આવવાનું બાકી હતું ને મારા પિતાજીને ખબર કરવાની હતી.

ઘણાને વિચિત્ર લાગશે કે આ બધું મારા પિતાની અજાણમાં જ કેમ બનવા પામ્યું હતું. પરંતુ તેનું ય કારણ હતું. મારા પિતાજીને વર્ષનો મોટો ભાગ બહારગામ ધંધાર્થે ગાળવો પડતો. મારી બાને પત્ર લખતાં આવડતું નહિ. માત્ર પ્રબોધ તેમને ઘરની ખબર લખતો. પરંતુ વિવાહની વાતમાં બાને પ્રબોધનો વિશ્વાસ પડતો નહિ. એવી વાતો એને લખતાં ન આવડે. કદાચ મારા પિતાજીને નાહક ગુસ્સે કરી મૂકે. કર્યું કારવ્યું ધુળ મળી જાય. એટલે તે ઘેર આવે તેની જ તે વાટ જોઇ રહી હતી. જાતે જ બધું વિદિત કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. પોતાનો અભિપ્રાય પણ એ સાથે સાથે જણાવી દેનાર હતી. દરેક જણ એમ માનતા કે મારા પિતાજી ચીદાશે જ. મારી ભલી બાના કરતાં તેમનામાં વ્યવહારુ જ્ઞાન વધારે હોવું જ જોઈએ. મારી ભાત્રિ વકીલાતમાં પણ એમને એટલી બધી શ્રદ્ધા ન જ હોય.

એમને પાછા વળવાના થોડાક જ દિવસ બાકી હતા. એટલા માટે કન્યાને જોઈ આવવાનું મુલત્વી રાખવાની જરૂર નહોતી. એક શુભ દિવસ નક્કી કરવામાં આવ્યો. હું મારો ભાઇ પ્રબોધ ને બીજા બે ત્રણ મિત્રો એ ગામ તરફ ઉપડયા. વિવાહ સંબંધ વિષેના નવા જમાનાના વિચારો માટે મારી બાને સહજ માન હતું એટલે મને કન્યા જોવા જવા દેવામાં તેણે જરા ય વાંધો લીધો નહિ.

એ વાત અમે જાણતા હતા. કન્યાનો બાપ ઘણો જ ગરીબ હતો ને કન્યા ઘણી જ સુંદર હતી. આંગણામાં પ્રવેશતાં જ પહેલી વાતની તો ખાત્રી થઇ ગઇ. અંદરના ખંડમાં અમને લઇ જવામાં આવ્યા; ત્યાં બે સાધારણ ખાટલા ઢાળવામાં આવ્યા હતા. ઉપર જૂની શાલો બીછાવવામાં આવી હતી. અંદર ગૃહપતિ ને તેમના બે ત્રણ મિત્રો બેઠેલા હતા. અતિશય નમ્રતાભર્યા દીન વચને દારિદ્ર ઢાંકવા તેમણે પ્રયત્ન કર્યો. પરંતુ અમારી બધી ય મુંઝવણોનો બદલો વાળે તેવી સૌન્દર્યની દેવી તો હજી પડદા પાછળ જ હતી. પેલા વૃદ્ધ વારંવાર અંદર આવજા કરતા એથી અમે ધારી લીધું કે આ ધન્ય ઘડી માટે વસ્ત્રાલંકાર સજી કન્યા હજી તૈયાર થતી હશે.

વખત વીતાવવા અમે આછેરા નાસ્તાને ઇન્સાફ આપ્યો. મારી ધીરજ તો હવે ખૂટી જવા આવી. પ્રસ્તાવના ક્યાં સુધી પહોંચશે ? મારા જમાનાના બીજા યુવાનો પેઠે કમાઉ થયા સિવાય પરણવું ઠીક નહિ એવા મતનો હું પણ હતો. પરંતુ કન્યાના સૌંદર્યની વાતોએ મારા એ સિદ્ધાંતોને હવા ભેળા કરી દીધા હતા. હજી તેનું પ્રત્યક્ષ દર્શન બાકી હતું. એટલે હું અધીરો બનું એમાં જરા ય આશ્ચર્ય પામવા જેવું નહોતું. મારા મિત્રો તો એ બધો સમય ગપ્પા હાંકી મોજ માણી રહ્યા હતા.

એકાએક મને લાગ્યું કે પાસેના ખંડમાં મહિલામંડળ ઉભરાયું. અલંકારોના આછેરા ઝમકારે ને નવીન વસ્ત્રોના ફરફરાટે સાખ પુરી. સાયંકાળના સુવર્ણા પ્રકાશે આપણી આ પુરાણી પૃથ્વીએ જાદુઈ બુરખો ઢાળ્યો કે દ્વાર ઉઘડયું: કૌમાર્યથી નીતરતી એક કન્યકા આગળ આવી.

એના પિતાની ગરીબાઇનું પ્રદર્શન તો કયારનું ય થઈ ચુક્યું હતું. એના સૌંદર્યપડઘા પણ સાચા જ નીવડયા. આ પ્રસંગ માટે કદાચ કોઈ વસ્ત્ર કે અલંકાર માગી આણ્યા હશે; પરંતુ

એની નૈસર્ગિક કુમાશ એ વાત વિસરાવી દેતી. આવા ગરીબ ઘરમાં તેણે અવતાર લીધો હતો એ માનવું પણ ઘડીભર કપરૂં થઇ પડતું. કોઈ શ્રીમંતના મહાલયમાં તે આટલી અજોડ દીપી પણ ન જ રહેત. જાદુભર્યાં મારાં નયનોને જણાયું કે સંધ્યાનું સુવર્ણ તેજ મૂર્તિ સ્વરૂપે મારી સમક્ષ ખડું થયું હતું; સંધ્યાતારક છેક અંબરપટથી ઉતરી આવી એના નયનોના શ્યામળા ઉંડાણુમાં ઝળહળી રહ્યો હતો.

મેં સાંભળ્યું હતું કે કન્યા દશ અગિયાર વર્ષની બાલક હતી. પરંતુ જૂના જમાનાના સમાજથી છુપાવેલું જૂઠાણું આજે જાહેર થઇ ગયું.

"તારૂં નામ શું? બહેન!" મારા એક મિત્રે પુછ્યું.

"સુવર્ણા" તેણે ઉત્તર દીધો. એના સ્વરથી બીજાએ માત્ર એનું નામ જ જાણ્યું. મેં તો એના બાહ્ય સૌંદર્યને વટતું જ આંતરિક સૌંદર્ય નિહાળ્યું.

કન્યાને અંદર બોલાવી લેવામાં આવી. એના પિતાને કહેવામાં આવ્યું કે કન્યા ગમી હતી. અમે પાછા વળ્યા. સંધ્યાનું તેજ પણ સરી ગયું. માત્ર મારા અંતરમાં સુવર્ણો દીપક પ્રકાશી રહ્યો.

અમને કન્યા ગમી તેથી મારી બાના આનંદનો પાર રહ્યો નહિ. મારી બહેનો તો પ્રબોધને મોંએ કન્યાનું વર્ણન જ સાંભળ્યા કરતી. તેઓ મને પુછવા આવ્યાં હોત તો ખરેખર! નિરાશ જ થાત. એનાં મદભર નયનોનું, એના મનહર વદનનું, એના ચમકતા શ્યામળા કેશકલાપનું હું કશું પણ વર્ણન કરી શકત નહિ. મારા અંતરમાં એની તેજ ભરી છબી વિરાજી રહી હતી પણ એનું વર્ણન કરવાની શક્તિ મારામાં નહોતી.

લગ્ન લગભગ નક્કી થઇ ગયું. અમારા ઘરમાં કોલાહલ વધતો જ ગયો. પેલા ચિર સ્મરણીય સાયંપ્રકાશના મનહર રંગોની કલ્પનામાં મારૂં હૈયું વિહાર કરતું. હાથે ચઢેલું કાર્ય પુરૂં કરનાર બીજી આછેરી

સંધ્યાની હું આતુરતાથી વાટ જોઇ રહ્યો. પરીક્ષાના પરિણામની હવે મને પરવા નહોતી.

અણધાર્યા મારા પિતાજી ઘેર આવ્યા. ઘણી જ સાવચેતીથી મારી બાએ બધી વાત કહી. સુવર્ણાની કાંતિ ને કુમાશ પર એક નાનકડું ભાષણ માર્યું. પરંતુ મારા પિતાને તે પહોંચી શકી નહિ. સૌંદર્ય કરતાં દ્રવ્યની કીંમત તેમને મન વધારે હતી. એમને આવો મફતીઓ સંબંધ કેમ ગમે ? વંટોળીઓ વાયો, તોફાન મંડાયું. ઘરની તુચ્છ તકરારમાં મારા આનંદસુર ઠરી ગયા.

મારી બાએ છેલ્લું શસ્ત્ર ઉગામ્યું. અશ્રુનાં પુર ઉભરાયાં. કન્યાના પિતાને એણે કોલ દીધો હતો. એ કેવી રીતે ઉથાપે ? બહાર કહેવાય કેવું ? એના દુઃખથી મારા પિતા જરા પલળ્યા પણ તેથી કંઇ વળે તેમ નહોતું.

એવામાં મારા એક દૂરના કાકાનું આગમન થયું. સિંધુ તરી પાર જવાની તેમણે હામ ભીડી. મારી બાનું મન મનાવ્યુંઃ “જુઓને ભાભી !” તેમણે ચલાવ્યું, “આમ કકલાણ કરો તે ઠીક કહેવાય ? જોત જોતામાં હું તમારી મુઝવણ ટાળી નાખીશ. મારા ભાઇ બીચારા ભલા માણસ છે. વ્યવહારમાં એ ન સમજે. આમ ધમધમ તે થતી હશે ?” મારા પિતાને એમણે શું કહ્યું તેની મને ખબર નહોતી.

અંતે એ કારમો દિવસ ઉગ્યો. મારી બાએ મને હસાવી રવાના કર્યો. અમારૂં ઘર સગાં વહાલાં ને મિત્રોથી ભરાઇ ગયું. સૌંદર્યમૂર્તિ નવવધૂને નિહાળવા દરેક જણ આતુર થઇ રહ્યું હતું. કોઇ વિજયી સેનાપતિના ઉલ્લાસમાં હું ઘૂમવા લાગ્યો. સુવર્ણાના સૌંદર્ય સર્જનમાં જાણે મારો કંઇ ભાગ ન હોય ? બે ગામ વચ્ચે કંઇ બહુ અંતર નહોતું. સુવર્ણાને ગામ પહોચ્યા ત્યારે હજી સાયંકાળ થયો નહોતો. આખે રસ્તે મારા પિતાજીએ મારા કાકા જોડે કંઇક કડાકુટ કર્યા કરી. મેં

ધાર્યું હોત તો એમની વાતો તરફ હું કાન માંડી શકયો હોત પરંતુ કોણ જાણે કેમ ! એ વેળા કશા પર મારૂં દીલ ચોંટી શકયું જ નહિ.

ગરીબને આંગણે ધામધુમ તો હોય જ શેની? બહુ ધમાધમની કોઈએ આશા પણ રાખી નહોતી પણ થોડીય ધામધુમ નજરે પડી નહિ. કન્યાનાં થોડાં સગાં વહાલાં જ આવ્યાં હતાં. એક બે મશાલો સળગાવવામાં આવી. એક ધૂળધોયો ચંદરવો બાંધી દેવામાં આવ્યો.

પરંતુ સ્વાગત તો સહૃદય દેવાયું. ઉરના ઉમળકાની તો રેલમછેલ થતી લાગી. મારા પિતાજી ને કાકાએ ગંભીર વદને એક ખૂણે જગ્યા કરી. કન્યાના બાપ તો આંગણે આવેલા અતિથિને આનંદવા આકાશ પાતાળ એક કરી રહ્યા. નમ્રતા ને વિનયના તો ફુવારા જ ઉડતા.

બારણાની બરાબર સામે મને બેસાડવામાં આવ્યો. અંદરના ખંડમાં મહિલામંડળ ભરાયું હતું. એમના તરફનો આછેરો દૃષ્ટિપાત પણ નયનોને નીરાંત અર્પતો. મરદોને ઉલ્લાસી બનાવવા હજાર જાતના ઉપાયો યોજવા પડે. પરંતુ નારીના નામમાં જ આનંદ ભર્યો છે. ગમે તેવા કપરા પ્રસંગે પણ તેઓ પલકમાં જ આહ્લાદિત બની શકે છે.

કન્યા પધારાવવામાં આવી. એના આધે તાણેલા છેડાથી મારાં નયનોને નિરાંત ન વળી. મહાજનની સાક્ષીએ ધાર્મિક ગ્રંથીએ તે મારી થનાર હતી, પરંતુ મેં તો પેલા સાયંપ્રકાશના ચમકારે કયારની ય એને હૃદયમંદિરે સ્થાપી જ દીધેલી હતી. પેલી શાંત સંધ્યાએ જે મારા હૃદયના શાંત ઉંડાણે લપાઇ બેઠી હતી તેને દુનિયાના ડાહ્યાઓ ઢોલ વગાડી મારી સમીપ લાવી રહ્યા હતા.

કન્યા પધરાવી કે મારા પિતા ને કાકા આગળ આવ્યા. એને માથાથી પગ સુધી નિહાળી રહ્યા, મારા કાકાએ ધડાકો કર્યોઃ “ કન્યાના અલંકારો કયાં ? પહેરામણી વગેરે સર્વ અહીં રજુ કરો.”

સુવર્ણાના પિતા તો આ વજ્રપાતે ધ્રૂજી ઉઠયા. "મારાથી બન્યું તેટલું હાજર કર્યું છે" તે મહા મહેનતે બબડ્યા.

મારા કાકાના હોઠ પર એક તીખું હાસ્ય ફરકયું. "એ તો જાણે સમજ્યા. મજાક કરવાનો તમારો હક છે. ભલે રીતની વાત પહેલી. જે આપવા ધાર્યું હોય તે જાહેર દો. પેટ ભરીને પછી સુખેથી હસજો."

કન્યાના પિતા કરગરી પડ્યા. "આથી વધારે હું આપી શકું તેમ નથી. આ ગરીબ વહેવાઇ પર કૃપા કરો."

મારા કાકાનું વદન ભયંકર થતું ગયું. "શું કહ્યું ? આવી ચાલબાજી છેક સુધી નહિ ચાલે." તેમણે ત્રાડ નાખી, "એક ફુટી બદામ પણ પરખાવ્યા વિના આવો મહામુલનો જમાઇ પામ્યા તો ય હજી સંતોષ નથી ? કન્યાને વાલની વીંટી પણ પહેરાવવા નથી મળતી ? વરરાજા માટે ઘડિયાળ ક્યાં ? અછોડો ક્યાં ? સીધી સનાતે કામ પાર ઉતારવું હોય તો છાનામાના બધું હાજર કરો નહિ તો તમારી કન્યાને ઘરમાં જ પધરાવો.

કન્યાના બાપે મારા પિતાના પગ પકડી લીધા. "દયા કરો ! દયા કરો !મારી આબરુ ન લો." દયામણે અવાજે તે બોલ્યા, એક ગરીબ બ્રાહ્મણની કુલિનતાનો વિચાર કરો. કશાયની પણ જરૂર નહિ પડે એવી પ્રથમથી જ મને ખાત્રી આપવામાં આવી હતી, નહિ તો આ પ્રસંગ આવત જ નહિ."

મારા પિતા કંઇ બોલે તે પહેલાં જ મારા કાકા ગાજી ઉઠ્યા, "હં–ખાત્રી આપી હતી ! ક્યા કાકાએ ખાત્રી આપી હતી ! અમે ભાઇઓ તો કશું ય જાણતા નથી. પહેરામણીમાં તો એક પાઇએ આપવાની નથી પણ કન્યાના અંગ પર અલંકાર પણ નહિ ? વરરાજાને યાદગીરીમાં પણ કશું ય આપવાનું નહિ ? અમને બીજી કન્યાઓ નહિ મળતી હોય–ખરું ને ?"

"કેવાં જંગલી જેવા છે?" કન્યાપક્ષના કોઈ મીજાજી જુવાનીઆએ ઘી હોમ્યું, બીચારા ગરીબ સજ્જનની છેલ્લી ઘડીએ આબરૂ લેવા બેઠા છે!"

પછી તો રણસંગ્રામ મંડાયો. "ચોરી ને વળી શિરજોરી? ચાલો, ભાઇઓ! આપણે કંઈ અપમાન ખમવા નથી આવ્યા." એક વંટોળીઆની પેઠે જાન બહાર ધસી. બે ચાર જણ આવી મને પણ ઘસડવા લાગ્યા. ધમાધમમાં એક બે દીવીઓ પણ ઉંધી વળી. બૈરાંઓએ રડારોળ કરી મૂકી. મરદોએ ખુમાખુમ કરવા માંડી. મારે આખા દિવસનો ઉપવાસ હતો. આખા દિવસના થાકથી ને છેવટના આ ગજબ કડાકાથી હું તો ભાનભૂલો બની ગયો. છતાંય સુવર્ણા તરફ છેવટની નજર નાખવા મથ્યો. પોતાના બાજઠ પર તે ટટાર બેઠી હતી. એનું વદન ઉધાડું થઇ ગયું હતું. એના નયનમાં સદીઓનું દર્દ ભર્યું હતું. જાણે મારા પર અંગાર વરસી રહ્યા! એક ક્ષણભર મેં જોયું ને ચોમેર અંધકાર પ્રસરી રહ્યો.

ઘરની બહાર–ફળીઆની બહાર–મને ઘસડી જવામાં આવ્યો. થોડે દૂર અમારાં ગાડાં છોડવામાં આવ્યાં હતાં. આટલાં જલદી ફરી જોડવાં પડશે એવો કોઇને શમણે પણ ખ્યાલ નહોતો. ગાડીતો ને રખવાળો ગમે ત્યાં વેરાઇ ગયા હતા. ખુમાખુમ થઇ રહી. ગાળોનો વરસાદ પણ શરુ થયો. મારા કાકા ને પિતાજી રણવીર સેનાનીની માફક ઘૂમી રહ્યા. માત્ર મારો ભાઇ પ્રબોધ મૂઢ બની ગયો હતો. એણે પણ સુવર્ણાની દર્દભરી નજર જોઇ હતી.

થોડી વાર પછી હું ભાનમાં આવ્યો–મેં શું કર્યું? એમની ક્રૂર બાજીનો હું નિર્જીવ પાસો બની ગયો? રાત્રિના પડદા પાછળ સુવર્ણાનાં દર્દભર્યાં નયનો ચમકી રહ્યાં. મને દોષ દઇ રહ્યાં. કંઇ કરી બતાવવા મને ઉત્તેજી રહ્યાં.

બધા ધુમાધુમમાં ઘૂંધવાઇ રહ્યા તે વેળા હું અણદીઠો દૂર સરી ગયો. મારા વડીલોના રોષને ઘડીભર ભૂલી ગયો. થોડી જ ક્ષણમાં સુવર્ણાના દ્વાર પર જઇ ઉભો. ત્યાં તો બધો ય કોલાહલ શમી ગયો હતો. સ્ત્રીઓના આક્રંદસુર પણ ક્યાં ય ગયા હતા. એટલામાં મેં બે ત્રણ જણને બહાર આવતા દીઠા. હું બાજુમાં લપાઇ ગયો. તેમના વદન પર પેટ ભરીને ઝાપટયાની નીરાંત હતી "ચાલો ભાઈ! જે થયું તે સૌ સારૂં થયું" એક બોલ્યો, "એ છોડી પણ કેવી ભાગ્યશાળી? એક ગામડીઆ કારકુનના પુત્રને વરવા જતાં શ્રીમંત જમીનદાર પ્રતાપરાયનું ઘર જડયું. એક બે અલંકારની માથાકુટમાં કન્યાને હીરાના હાર સાંપડયા."

"નવો વર જરા મોટો ખરો" બીજાએ રૂમાલ હલાવતાં ટાપશી પુરી, પણ મરદની ઉમર કોઇ જુએ છે? હું તો ધારૂં છું કે કન્યાને જોતાં જ બુઢ્ઢા કાકા મોહી પડયા હશે. કદાચ તેથી જ હાથે કરીને પેલી બધી ધાંધલ મચાવી. એનું ધ્યાન સ્વાર્થ સાધવામાં જ હશે એના જ દીકરાએ વરરાજાના બાપનું અપમાન કર્યું હતું." એમ બબડતા બબડતા બંને જણ પસાર થયા.

વીલે મોઢે લીલે તોરણે હું પાછો વળ્યો. બધાં હજી હમણાં જ તૈયાર થઇ રહ્યાં હતાં. ધમાધમમાં મારી કોઇને ય પડી નહોતી. અમે ઘેર પહોચ્યાં.

બીજે જ દિવસે હું અમદાવાદ ઉપડી ગયો. મારી બા રડી પડી. એનાં આંસુઓ હવે મને રોકી શકે તેમ નહોતાં. પરીક્ષા જેમ તેમ કરી પસાર કરી. મને શિષ્યવૃત્તિ ન મળી. મારે નોકરી લેવી પડી. આગળ અભ્યાસ કરવાની મહત્ત્વાકાંક્ષા કોણ જાણે ક્યાં ય ઉડી ગઇ.

૩

ટૂંક મુદ્દતમાં જ મારા પિતાજીનું અવસાન થયું. થોડાક દિવસ અમારૂં ગામડાનું ઘર ઉઘાડું રહ્યું. રાત દિવસ માથકુટ કરી હું જેમ તેમ પુરૂં કરતો; પરંતુ એ મને ભારે પડવા માંડયું. વળી મારે મારા ભાઇઓને ભણાવવાના હતા. છેવટે વતનના ઘરને તાળું દેવાયું. મારી બા ને નાનાં ભાંડુઓ અમદાવાદ આવ્યાં. બીજાં સગાંનું અમે પોષણ કરી શકીએ તેમ નહોતાં. એમણે દરેકે પોતપોતાનું ઠેકાણું કરી લીધું.

અમારૂં પુરાણું ઘર જરી ગએલું હતું પણ વિશાલ હતું. હવા અજવાળાની ખોટ નહોતી. પરંતુ અમદાવાદનું ભાડૂતી ઘર–એની તો બસ વાત જ ન પુછો; એને શોધતાં શોધતાં જ નવનેજા થયા. નવા જોડાનાં તળીયાં પણ સાફ થઈ ગયાં છતાં ય મન તો મનાવાનું જ રહ્યું. મારી કોટડી કરતાં તો અવશ્ય સારૂં હતું પણ વહાલા વતનની તોલે આવે? મારી બાનું હાસ્ય ઉડી જ ગયું. છતાં ય એના માયાભર્યા વદનને લીધે જ આ ગંધાતું ઘર પણ મારે મન વહાલસોયું વતન થઇ પડયું.

અમદાવાદમાં ગીચ વસ્તી છે કે નહિ તે તો રામ જાણે પણ મિત્રો મળવા તો મુશ્કેલ જ. અમારા નાનકડા ઘરની ચોમેર રાક્ષસી મકાનોનો ગંજ ખડકાયો હતો. દરવાજે દરવાજે પટાવાળા ખડા રહેતા. શેઠીઆઓની મોટરોનો ગડગડાટ સંભળાતો. કોઈ કોઇ વાર જહાનતની હૂર દર્શન દઇ અદશ્ય થઈ જતી. અમારે મન તો એ બધાં સજીવ રમકડાં જ હતા, ચાલતાં ચિત્રો હતાં; એમને જીવતાં નરનારીઓ ભાગ્યે જ ધારી શકતા.

અમારૂં ઘર એક સાંકડી ગલીમાં હતું. સામે જ એક રાતા પથ્થરનું મહાલય ઝઝૂમી રહ્યું હતું. એના આગળના ભાગમાં એક મનોરમ ઉદ્યાન હતું. એનું મુખ્ય દ્વાર રાજમાર્ગ પર પડતું. અમારી

ગલીમાં તો એની પછીત હતી. નોકરોની આવજા માટે એક નાનકડું દ્વાર હતું. મારાં ભાઈ બહેને તો માળી જોડે થોડા જ વખતમાં ભાઈબંધી કરી લીધી. બાગનાં ફળફુલ પણ ધીમે ધીમે મારા ઘરમાં આવવા લાગ્યાં. એ મહાલય કોનું હતું તેની મને ખબર નહોતી. અમારા તરફની બારીઓ ભાગ્યે જ ઉઘડતી.

એક દિવસ હું શાળામાંથી પાછો વળ્યો ત્યારે મધુ ને તારા રડતાં હતાં. મેં પરપુછ કરી તો જણાયું કે પેલા વિશાલ મહાલયમાં મોટી માજલસ થવાની હતી. અતિથિઓને આનંદવા સુંદર યોજનાઓ કરવામાં આવી હતી. તારા ને મધુને વણનોતર્યા પણ ત્યાં જવું હતું. બાએ તેમને ન જવા દેવાનો નિશ્ચય કર્યો હતો. મહા મહેનતે મેં તેમને મનાવ્યાં ને પ્રબોધ જોડે વિકટોરિયા બાગમાં ફરવા મોકલ્યાં.

શાળામાંથી પાછા વળ્યા બાદ પણ મારે કરમે વિશ્રાંતિ નહોતી લખાઈ. ફરીથી લુગડાં પહેરી બીજા વિદ્યાર્થીઓને ખાનગી અભ્યાસ કરાવવા જવાનું હતું.

ગલીની બહાર આવતાં જ સમસ્ત વાતાવરણ સજીવ થઈ ગએલું લાગ્યું. ભારે તૈયારીઓ થઈ રહી હતી. હરિયાળા નીલરંગી મયદાનમાં વિશાળ શમિયાનો ઉભો કરવામાં આવ્યો હતો. વિજળીની દીપાવલીનો સુમાર નહોતો. અંધકાર તો કયાં ય છૂપાઈ ગયો હતો. બાગનો ફુલવૈભવ લૂંટાઈ ગયો હતો. ઘરની યુવાન લલનાઓ કુદરતના એ અમુલા ઉપહારને રહેવા દે ખરી ? દાસદાસીઓનાં વૃંદ આમ તેમ મહાલતાં. દરેક વ્યક્તિને મહોત્સવની તાલાવેલી લાગી રહી હતી. પરંતુ એ બધું નીરાંતે નિહાળવાની મને ફુરસદ નહોતી. હું રસ્તે પડયો.

હું પાછો વળ્યો ત્યારે ઉત્સવની જમાવટ થઈ ગઈ હતી. મહિલાનો મધુર સ્વર સંધ્યાની શાંતિમાં ઉલ્લાસ ભરતો હતો. ઉદ્યાનમાં સુગંધના તરંગ ઉછાળતો. ફરતી દીવાલ પર બહારના લોકોની મેદની જામી હતી. રસ્તો કરતાં ય મારે કેટલીક માથાકુટ કરવી પડી. અવારનવાર સંગીતનો

ઠમકો થતો. વાહવાહના અવાજો ગગન ભેદી નાખતા. આમંત્રિત ગૃહસ્થો તો આ સર્વમાં ઓછો જ ભાગ લેતા. કોઇ પણ ચીજની કીંમત આંક એ વય પણ કેટલાકે તો પસાર કરી દીધી હતી.

ટોળું ગીચ થતું ગયું. મને માર્ગ ન મળ્યો. આખું મકાન દીપમાળાઓથી ઝગહળી રહ્યું. બધાં ય બારી બારણાં ઉઘાડી નાખવામાં આવ્યાં હતાં. અંદરનો પ્રકાશ પણ બહારના અંધકારને ભેદી આકાશ પ્રતિ ઉડી જતો હતો.

એકાએક મારી દૃષ્ટિ થંભી ગઇ. આ શું? એ અહીં ક્યાંથી? મારા હૈયાએ પારખેલું અંગારઝરતું સૌંદર્ય આ શૂન્ય ને ગંભીર મહાલય શી રીતે સાચવી શક્યું? ને–હું આટલા દિવસ અજાણ્યો જ રહ્યો?

વાતાયને અઢેલી ઉભેલી સૌંદર્યમૂર્તિ સ્વર્ગની મહામાયા લાગી–એ સુવર્ણા જ હતી. એને મેં એના પિતાને આંગણે દીઠી હતી એ જ છેલ્લી. અત્યારે એની દેહલતા હીરા માણેકથી ઝગમગી રહી હતી. એની પહેલાંની મૃદુતાને સ્થાને આરસના પુતળાની સખ્તાઇ આવી હતી. છતાં ય હું ભૂલ્યો તો નહોતો જ. એનાં ચમકતાં નેત્રો નિર્દોષતા ને નમ્રતાનાં ઝરણાં સમોવડાં નહોતાં રહ્યાં છતાં ય એને હું વિસરી શક્યો નહોતો જ. એક ક્ષણભર તેણે નીચે બગીચામાં નજર નાખી. એનાં ચક્ષુઓમાં ધીકતો તિરસ્કાર ભર્યો હતો. તે દૂર થઇ. એક ધડાકા સાથે બારી દેવાઇ ગઈ. મેં બાજુ ઉભેલા માણસને પ્રશ્ન કર્યો—"આ શું છે?"

"શ્રીમાન પ્રતાપરાય છત્રપતિને ત્યાં પૌત્રપ્રાપ્તિ થઇ તેનું ઉજમણું છે. આજે મોટી મીજલસ રાખવામાં આવી છે. જુઓ, પેલા રહ્યા એમના જ્યેષ્ઠ પુત્ર" મેં જોયું. એક પ્રૌઢ મનુષ્ય આમ તેમ ફરી રહ્યો હતો. એનું વદન આકર્ષક હતું પણ શરીર જરા સ્થૂલ હતું; એનું તાલવાળું માથું ચમકી રહ્યું હતું. સુવર્ણા–આની માતા!–"પ્રતાપરાય ક્યા?" મેં પુછ્યું.

"પ્રતાપરાય! ઓ રામ! પ્રતાપરાય અહીં ક્યાંથી હોય?

એમને તો બે વર્ષથી લકવો થયો છે. તે જરા ય હરી ફરી શકતા નથી. ”

સુવર્ણાના નયનમાંથી ઝરતા અંગારનો અર્થ હું હવે જ સમજ્યો. મારા હૃદયમાં કંઇ પ્રકાશ પડયો. જેમ તેમ કરી મેં મારો માર્ગ મોકળો કર્યો. હું ઘેર પહોંચ્યો. આખી રાત મીજલસનો કોલાહલ ચાલુ જ રહ્યો. શયતાનના ચિત્કારથી મારા કર્ણ ભેદાઈ રહ્યા.

આજ સુધી એ રાતા મહાલયને હું નિર્જન સમજતો પણ હવે મને એમાં રસ પડવા લાગ્યો. મારી જિજ્ઞાસા જાગ્રત થઇ. રોજ અમારા તરફની એકાદ બારી તો ઉઘડતી જ. કોઇક વાર કોઇ દાસી ડોકીયું કરતી તો કોઇ વાર કોઇ બાલક નજરે ચઢતું. પરંતુ જેના માટે હું મથી રહ્યો હતો તે એક જ વાર દેખાઇ. અમારા ઘર તરફ તે તાકીને જોઈ રહી. શું તે જાણતી હશે ?

જાણતી હોય તો ય શું ? હવે તે શ્રીમંતાઇમાં સ્નાન કરતી. ને હું ?–ગુજરાતી શાળાનો ગરીબ શિક્ષક ! મેં મારા મનને ઘણું ય મનાવ્યું. પરંતુ એ શાપિત શ્રીમંતાઇમાં એને ધકેલી દેનાર હું જ હતો એ વાત હું ભુલી શકયો નહિ.

દિવસો ઉગ્યા ને આથમ્યા. કાળચક્રને શ્રીમંતની પણ પરવા નથી; ગરીબની પણ દરકાર નથી. મારી બા પ્રબોધ માટે કન્યા શોધવાની ગડમથલમાં પડી હતી. મેં એમ. એ. ની પરીક્ષા પસાર કરી નહિ, છતાં મારા ઘરનું સુકાન હવે કંઈ મારા કાકાના હાથમાં જનાર નહોતું.

અમે ઘણી ય કન્યાઓ જોઇ, પરંતુ કોઇને માટે નિર્ણય કરી શકયા નહિ. કેટલીક મારી બાને ગમી તો પ્રબોધને ફાવતી ન આવી. કોઇ એને ગમી તો મારી બાની કસોટીમાં પસાર થઇ શકી નહિ. અમારી પાડોશમાં એક બાલા હતી. એના પિતા ગરીબ હતા. કન્યા સુંદર હોય તો ગરીબાઇ હવે આડે આવે તેમ નહોતું પરંતુ તે તદ્દન સાદી હતી તેથી મારી બાનું મન માન્યું નહિ.

વૈશાખનો સુરજ તપતો. અમારી શાળામાં રજા પડી હતી. કેટલાકને હું ખાનગી રીતે શીખવતો હોવાથી હું સવાર સાંજ મારા કામમાં ગૂંથાયેલો જ રહેતો. એક દિવસ ખુબ ધામ થયો. જરા ય હાલવાનું દીલ થતું નહિ. બહાર નીકળ્યા વિના છૂટકો જ નહોતો. તે જ રાત્રે મારા પાડોશીની પેલી સાદી કન્યાનું લગ્ન હતું. પ્રસંગ પતવવા તેના પિતા ઘર ઘરાણે મુકનાર હતા. સૌંદર્ય કરતાં લક્ષ્મીને વરવાનું ઘણા ય પસંદ કરતા. હું ઘરની બહાર આવ્યો. તેના ઘરને આસોપાલવનાં પાનાંથી શણગારવામાં આવતું હતું. આંગણામાં વાજાંવાળાએ પોતાનું કામ શરૂ કર્યું હતું. પાડોશનાં બાલકો એમની ચોમેર ઉલટી પડ્યાં હતાં: વાજાંની તાનમાં ડોલી રહ્યાં હતાં. મારાં ભાઈ બહેન પણ સારાં સારાં કપડાં પહેરી ત્યાં હાજર થઈ ગયાં હતાં. મને ને પ્રબોધને પણ આમંત્રણ તો હતું જ. સાંજના હાજર રહી અમે આપત્તિધર્મ નિવારનાર હતા. હું આગળ વધ્યો એટલામાં પેલા રાતા મહાલયનું દ્વાર ઉઘડ્યું. રેશમી વસ્ત્રો પહેરી એક દાસી બહાર આવી. એના હાથમાં ઉપહારનો થાળ હતો. જમીનદારના કુટુંબનું એક ભુલકું એની આંગળીએ વળગાડેલું હતું. ગરીબ પાડોશીના આનંદમાં ભાગ લઇ તેઓ આવી રીતે તેના પર આભારનું પોટલું ચઢાવનાર હતા. મહાલયના મહાજનોને તો ત્યાં આવવાની ફુરસદ ક્યાંથી જ મળે? મારે મોડું થતું હતું એટલે હું તો રવાના થયો.

મારા શિષ્યોને પાઠ આપી હું પાછો ફર્યો. ગલીઓમાં દીવા થઇ ગયા હતા એટલે ઘેર જવાને બદલે હું મારા પાડોશીના આંગણા તરફ જ વળ્યો.

પણ આ શું? ઘડી ભર મને લાગ્યું કે હું સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરી રહ્યો હતો. મારા જીવનની પેલી યાદગાર રજની ફરી ઉપસ્થિત થયેલી લાગી. વરપક્ષ તરફથી પેલી સૂજનજૂની વાટાઘાટ વટાઇ રહી હતી. કન્યાનાં સગાં યુગાંતરથી કરગરી રહ્યાં હતાં. મહિલામંડળના

વણભૂલ્યા આક્રંદસુર ફરી એક વારુ વાતાવરણને ગજાવી રહ્યા. બીજી જ પળે મને લાગ્યું કે આવાં દશ્યોનો ગુજરાતમાં સુમાર જ નહોતો.

હું આવ્યો ત્યારે નાટકનો છેલ્લો ભાગ ભજવાઈ રહ્યો હતો. વરનાં સગાં દમભેર બહાર પડયાં. થોડી જ વારમાં એમનો કોલાહલ શ્યામ રજનીમાં ભળી ગયો. કન્યાનો પિતા કહેલી પહેરામણી આપી શકયો નહોતો. તેથી જ એ કંગાલ પ્રસંગ ઉભો થવા પામ્યો હતો. બિચારી કન્યા !!! ધમાધમમાં એ બેભાન થઇ ઢળી પડી હતી. એની ભાળ કાઢવાની કોઇને ય ફુરસદ હોય તેમ લાગતું નહિ. દરેક જણ સરી જતી આબરૂ સાચવવા ગમે તેવો વર ગોઠવી દેવાની વેતરણમાં હતું. કન્યા ન પરણે તો કુટુંબ જ્ઞાતિ બહાર મૂકાય.

એક ક્ષણ ભર મને જ આગળ વધવા વિચાર થયો. કદાચ એમ હું મારા પાપનું પ્રાયશ્ચિત કરી શકયો હોત પરંતુ મારા પગ થંભી ગયા. કન્યાનો બચાવ કરવા જતાં એના જીવનને શાને અકારૂં બનાવી મૂકવું? એને હું શું આપી શકું એમ હતો? છતાંય ત્યાંના હૃદયભેદક વિલાપ સાંભળવા ભયંકર હતા.

એકાએક એકવડા બાંધાનો એક શ્યામળો યુવાન આગળ આવી કન્યાના બાપ પાસે ખડો થયો. "મહાશય! મુઝાશો નહિ." તે બોલ્યો, "આપની સંમતિ હોય તો હું તમારી પુત્રી પરણવા તૈયાર છું."

જાદુગરના જાદુઇ દંડથી એક પલકમાંજ બધું ય પલટાઇ ગયું. મરેલાં માનવી સજીવન થયાં, હું તો એ યુવાન જાદુગર તરફ જોઇ જ રહ્યો. એને ગાઢ આલિંગન દેવા તલસી રહ્યો. "વહાલા ભાઇ! તારા માટે મેં જે જે કર્યું તેનો એક ઘડીકમાંજ તેં સામટો બદલો વાળી દીધો. મારા હીજરાતા હૈયા પરથી તેં પાપનો પડદો દુર કર્યો."

ક્રિયા પુરી થઈ. પ્રબોધ કન્યાને લઇ ઘર તરફ વળ્યો, બા આગળ જાતે જ ભરમ ભાગવાનો એણે નિશ્ચય કર્યો હતો. હું પણ તેની પાછળ ચાલ્યો.

બાએ બારણું ઉઘાડયું. એ તો આભી જ બની ગઇ. એનું મોં સીવાઇ ગયું. પલકમાં જ એ તમામ પરિસ્થિતિ કળી ગઇ. એનું વદન સખત થયું. પ્રબોધે વંદન કર્યું. બિચારી કન્યા તો નિરાશાથી ધરતીમાં સમાઇ જવા પણ તૈયાર હતી.

પણ આમ કયાં સુધી ? મારો જીવ ગુંગળાવા લાગ્યો. "માતાજી! મેં રાડ નાંખી, "મારી ખાતર પ્રબોધને ક્ષમા કરો. નહિ તો મારા જીવન સાથે સંકળાયલો શાપ કદાપિ દુર થશે જ નહિ, તારા પુત્રે એના મોટા ભાઇના પાપનું આજ પ્રાયશ્ચિત કર્યુ છે. એના દિલમાં અમીધારા વહેવરાવી છે. એથી તને દુઃખ થાય ?"

એ વચને મારી બાનાં નયનોમાં અશ્રુનું પુર ઉભરાયું. પ્રબોધ આગળ આવ્યો. વર કન્યા પગે પડયાં. બિચારાં છોકરાં તો એ કારમા વાતાવરણે મૂઢ બની ગયાં હતાં પરંતુ વાદળ વિખરાતાં તેઓ હર્ષઘેલાં થઈ નવવધૂને વધાવવા આવ્યાં. બીજે દિવસે પાડોશનો સ્ત્રી વર્ગ અમારે આંગણે ઉભરાયો સવારની સાંજ પડી પણ અતિથીઓ ખુટયા નહિ. મને તો શું કરવું તે જ સમજ પડી નહિ. મારૂં ઘર ઘણું જ નાનું પડવા લાગ્યું. મારે તો આખો વખત લગભગ બહાર જ ભાગી જવું પડયું.

પરંતુ બહાર કયાં સુધી રહેવાય ? અંધારૂં થવા આવ્યું હતું. હવે હું નીરાંતે ઘેર જઈ શકીશ. હવે કોણ મળવા આવે ? પરંતુ ગલીમાં પેસતાં જ મારી ભુલ પરખાઇ—

સામે જ એક વ્યક્તિ ઉભી હતી. તેણે પોતાના અંગ પર બદામી રંગની બનારસી સાડી ધારણ કરી હતી. એના પારદર્શક વસ્ત્રોમાંથી હીરા માણેક ડોકિયાં કરી રહ્યાં હતાં. મારી તરફ એની પુંઠ હતી છતાં ય એ કોણ હતી એ હું કળી ગયો: પણ અમારા ગરીબના ઘરમાં એ કયાંથી ?

સુવર્ણાએ મને જોયો નહોતો. પ્રબોધના ખંડ તરફ તે વળી. દાસીએ પડકાર કર્યો, "કયાં છે બધાં ? બાઇ સાહેબ કન્યાને જોવા આવ્યાં છે."

અમારૂં કામ કરનાર બાઈ બહાર દોડી આવી, "પધારો! પધારો! મારાં બાઈ સાહેબ હમણાં જ દેવમંદિરે ગયાં છે. અંદર આવો. આસન પર વિરાજો." મારી નાની બહેન તારા પણ અતિથીને સ્વાગત દેવા બહાર ધસી આવી મારો ખંડ બાજુમાં જ હતો તેઓ અંદર પેઠાં કે તુરત જ હું મારા ખંડમાં લપાઈ ગયો. સુવર્ણાની હાજરીનું કારણ હું હજી પણ કલ્પી શકયો નહોતો.

અણધાર્યો સુવર્ણાનો સ્વર સંભળાયો. તેણે પોતાની દાસીને બહાર જવા ફરમાવ્યું. દાસી બહાર ગઈ. અમારી કામ કરનારી પણ વિદાય થઇ. બંને જણ રસોડામાં ગયાં. ગપ્પે ચઢયાં. આ બાજુ સુવર્ણાએ શરૂઆત કરી. એનો અવાજ એવો તો કઠોર થઈ ગયો કે હું ભયથી કંપી ઉઠયો. "ધુમટો દૂર કર. મને જોવા દે કે તું કેવીક સુંદર છે?" તે તડુકી, "કયા સદ્દગુણે તને આ ગૃહમાં સ્થાન અપાવ્યું? મારાથી તું વધારે લાવણ્યવતી છે? એમણે મને તરછોડી હતીઃ નરકાગારમાં ધકેલી દીધી હતી. તને ચહાવા–તારી પૂજા કરવા–આજે તને અહીં આણી? તારામાં એમણે શું વધારે દીઠું? તારા પૈસાને એ મોહ્યા કે તારા હીરા માણેકને? કહે તો ખરી–તું એમને કેમ ગમી?"

તારાથી તો ચીસ જ પડાઇ ગઇ. હું પણ મારા ખંડમાંથી બહાર કુદ્યો. બિચારી નવવધુ! પલંગના એક ખૂણામાં કોકડું વળી દબાઇ જ ગઇ. એનું વદન ભયથી સાવ ફીકકું પડી ગયું. સુવર્ણા ઉન્માદિની બની ત્યાં ઉભી હતી. એ બીચારી કુમળી કળી પર સુવર્ણાનાં શ્યામ નયનમાંથી અંગાર વરસતો.

અંદર આવતાં જ મેં તેને બોલાવી, "સુવર્ણા!"

તે ચમકી. મારા તરફ વળી. એકદમ દોડી મને વળગી "હવે તમે જ કહો–તમારાં પત્નીથી તો બોલાવાનું જ નથી. મારાથી એનામાં તમે વધારે શું દીઠું? સુંદરતા? લક્ષ્મી? સદ્દગુણ?"

" સુવર્ણા ! તારી ગંભીર ભૂલ થાય છે. " મેં ધીમેથી શરૂઆત કરી, " એ મારી પત્ની નથી. મારો ભાઇ પ્રબોધ એને વર્યો છે."

હવે સુવર્ણાથી ચીસ પડાઇ ગઇ. તેણે ફરી પુછ્યું, " તો એ તમારી નથી જ ? "

એની દાસી રસોડામાંથી દોડતી આવી. તેણે સુવર્ણાનાં વસ્ત્રો ઠીક કર્યાં. મારા તરફ વળી તે દીન વદને બોલી, " ભાઇ ! ખોટું ન લગાડશો. હમણાં થોડા દિવસથી મારાં બાની તબીયત ઠીક થઇ હતી. તેથી જ હું તેમને બહાર લાવી શકી. આમ ઉશ્કેરાઇ જશે એમ મેં નહોતું ધાર્યું. અહીં આવવા એમણે તો મારો જીવ લઇ નાખ્યો હતો. ' મંગુ ! નવવધૂ જોવા મને લઈ જા.' એ તદ્દન સાજાં લાગતાં. એમનું મન મનાવવા મને પણ ઇચ્છા થઇ. પણ જુઓ ને, ભાઇ સાહેબ ! એમના જીવનું ઠેકાણું જ નથી."

સુવર્ણાનો હાથ ઝાલી તે દ્વાર તરફ લઇ ગઈ. હું પણ એ તરફ ગયો. " તારાં શેઠાણી આવી સ્થિતિમાં કયારથી આવી પડયાં ? " મેં પૂછ્યું.

" બે એક વર્ષ થયાં હશે. હું આવી ત્યારનું એમને આમ છે. બિચારા શેઠ ! વૈદ્ય દાક્તરોમાં પાણીની મિસાલે પૈસો વાપરે છે. પણ ટીક્કી લાગતી જ નથી."

તેઓ ગયાં. હું મારા ખંડમાં ભરાયો. મારા હૈયાનો ભાર દૂર થઇ શકે તેમ હતું જ નહિ. હજી પણ એ પાપ મને સતાવી રહ્યું હતું. એકનું પાપ અન્ય ધોઇ નાખે એ જમાના ગયા. મારા પાપનું પ્રાયશ્ચિત પણ હું શું કરૂં ? સાચો માર્ગ કોણ બતાવે ?

વળી પાછા દિવસો ઉગ્યા ને આથમ્યા. અંતે એક દિવસ પેલા રાતા મહાલયમાં ફરી પાછો કોલાહલ મચ્યો. લોકોની અવર જવર વધી. મુખ્ય દ્વારે પણ માણસ ભરાવા માંડયું. હું એ તરફ ગયો. " શું છે ? " મેં પૂછ્યું.

એ દિવસે જ સુવર્ણાનું પ્રાણપંખેરૂં આ ફાની દુનિયાનો ત્યાગ કરી વિધિના અગમ્ય પ્રદેશમાં વિલીન થયું હતું. આફત અણધારી જ હતી. કોઇને કહેવાનો સમય નહોતો. કોઇ આવી શકયું નહોતું. અત્યારે સૌ સ્મશાન યાત્રાની તૈયારી કરી રહ્યા હતા.

હું ત્યાં ચોંટી જ ગયો. આજ સુધી અમારા જીવનમાર્ગ અળગા હતા. એના અંતિમ પ્રવાસે એ નીકળી ચૂકી હતી. મૃત્યુના શ્યામ અંધારે શમાઇ જનારને અંતિમ વિદાય દેવા હું પણ નીકળી પડયો.

૧

ત્રિપુરના રાજમહાલયને ફરતું એક મનોરમ ઉદ્યાન હતું. અરૂણુની ગુલાબી જ્યોતિ ઉપવનના આરસના માર્ગો પર મંદ ગતિએ પથરાતી. એવી જ મંદ ગતિએ વિકસતી કુસુમકલિકાશી બાલાઓનું એક વૃન્દ વાડીના રાજમાર્ગ પર આવતું જણાયું. એમના કપોલ પર રવિકર સમોવડું સ્મિત હાસ્ય ફરકતું. નિર્દોષ સૌંદર્યશાલી શરમથી દબાયલાં વદન પ્રભાત દેવીના મનોહર દશ્યને પણ ઘડીક ભૂલાવતાં. રાજકુમારી રત્નાવલીનું એ સખી મંડળ. પાસેની જ વનરાજીમાં વસંતોત્સવ ઉજવવા એ સર્વ સજ્જ થયાં હતાં. વસંત દેવ હજી હમણાં જ પધાર્યા હતા. એમને સન્માન દેવા આ મહોત્સવ હતો.

સુવર્ણજડિત પાલખીમાં વિરાજીત હર્ષઘેલી સહચરીઓથી વીંટાયલી રાજકુમારી રાજસિક કુસુમવન વચ્ચે થઈ પસાર થઇ.

બાગમાં પંખેરૂં ઉડી જતાં શૂન્યકાર પથરાયો પરંતુ વનકુંજ તો કિશોરીઓના હાસ્ય તરંગે ઉભરાવા લાગી. મનહર પડછંદ પડયા. પક્ષીઓ શરમાઇને ચુપ થઇ ગયાં. વસંતદેવને વધાવતા કિશોરીવૃંદને નીહાળવાની તમામ પુરૂષવર્ગને મનાઈ હતી. નગરમાં ઢંઢેરો પીટાયો હતો. પંથભૂલ્યો પ્રવાસી પણ એ સ્થળે ફરકે એ સંભવિત નહોતું. નવપલ્લવિત વનવેલીઓમાં નારીવૃન્દ વિખરાઇ ગયું. ઝણુકદિવડાંશાં ચમકતાં હરણાં ને વિહારઘેલી વનદેવીઓ એમના વિનોદના પરોક્ષ પ્રેક્ષક હતાં.

મનગમતા ફુલગજરા વસંતદેવને ધરવા આનંદ મંડળીમાં પ્રત્યેક ઇચ્છતું. વનકુંજનાં નવકુસુમો લૂંટવા પ્રત્યેક અધીરૂં બન્યું. સહુ ચોમેર વેરાઇ ગયાં. એક બીજાથી દૂર થયાં. એકાએક રત્નાવલી ચમકી. પોતે એકલી પડી ગઈ હતી એ ભાન થયું. ભય ભર્યા કુરંગહૃદયે એણે ચોતરફ નજર નાંખી. કોઇ નહોતું. એટલામાં દૂર દૂર એક નીલ વસ્ત્ર ઉડતું જણાયું. એ સખી મંજુલા હશે કે કોઇ વનદેવી ? તે કશા ય નિર્ણય પર આવી ન શકી.

કુસુમાકરને ચરણે ધરવા રાજનંદિનીએ હજી સુમનો નહોતાં વીણ્યાં. એની સુવર્ણરંગી સાડીના પાલવે વનકુસુમની માત્ર એક જ મંજરી ડોકિયાં કરતી. એનાં આતૂર નયનો ચોતરફ ફરતાં. રાજબાળા સખીઓથી પરાજિત થશે ?

સુગંધભરી એક વાયુલહરી વાઇ. કો પ્રણયિની વનકિશોરીના નિશ્વાસ સમોવડી. રત્નાવલી અધીરી બની. વાયુલહરીમાં પરિચિત વિચિત્રતા ભાસી.

આલ્હાદક ગુંજારવથી દિશાઓ ભરતાં મોહિત મધુકર વૃન્દો અરણ્યની એ જ દિશાએ કેમ દોડી રહ્યાં હશે ! રત્નાવલી પણ એમને જ અનુસરી. ત્યાં તો હતી આમ્રમંજરી. સામાન્ય આમ્રમંજરી કરતાં એ જુદી પડતી. રાજકન્યા પણ અન્ય સહચરીઓથી જુદા

પ્રકારની જ હતી ને? સુગંધ ને સૌંદર્યનો અવતાર એ આમ્રમંજરી વસંતદેવને સુયોગ્ય ઉપહાર. નંદનવનમાં પણ એથી વધુ સુગંધવાળી મંજરી હશે? પણ એ લેવી કેવી રીતે? એ તો ઉંચે ઉંચે ગગનમાં વિહાર કરતી.

કિશોર સખીવૃન્દની શોધમાં હરિણાક્ષીએ ચોમેર નજર ફેંકી. કોઇ પણ હિસાબે એ સુમનગુચ્છ હાથ કરવો જ જોઇએ. રાજનંદિની આવી હતી તે માર્ગે જ પાછી જવા લાગી.

પરંતુ એ માર્ગ તો એને ફરી ફરી એના એ જ સ્થાને લાવી મૂકતો. યૌવનમદે ઓપતી સાક્ષાત ફુલદેવી સમોવડી રત્નાવલીના મોહપાશમાં તો એ પુષ્પવૃક્ષ નહિ પડયું હોય? અદશ્ય કરે કુમારીને એ પોતાની સમીપ જ આકર્ષતું. સુકુમાર બાલા નિરાશા થઈ. હરિયાળી ભૂમિ પર ઘડીક વિરામ લેવા પડી. હવે કરવું શું? કાંઈ સુઝ ન પડી. વનકુંજમાં અન્યને પ્રવેશ કરવાની મનાઇ હતી. ત્યાં સહાય પણ કોની મળે?

ઓચીંતો પદસંચાર સંભળાયો. પગરવથી રાજબાલા ચમકી. વિસ્મિત થઇ. કોણ હશે? એનો ભાવ ભર્યો ઉપહાર ઝીલવા મૂર્ત સ્વરૂપે સાક્ષાત્ વસંત દેવ તો નહિ ઉતરી આવ્યા હોય! કુસુમશર સંધાન કરવા સાક્ષાત કામદેવ તો નહિ પધાર્યા હોય? વસંત વિહારી કુસુમાયુધ! મૃત્યુ લોકના માનવીમાં કદાપિ આવું સૌંદર્ય ભાળ્યું છે?

એ અજાણ્યો મનુષ્ય ઘણે દૂરથી આવેલો જણાતો હતો. એનો કીંમતી પોષાક માર્ગની રજથી કલુષિત થયો હતો. ફુલથી લચેલી વનવાડીનાં અનેક પુષ્પે એને વધાવ્યો હતો. પુષ્પ પત્રો એના શામળા કેશ કલાપ પર હજીય ઝૂલતાં. તે રાજકન્યા નજીક આવ્યો, "આર્યા! ગરીબ પથિકને ત્રિપુરનો માર્ગ બતાવશો?"

આશ્ચર્યચકિત નયને રત્નાવલીએ ઉંચું જોયું, "હું જાતે જ ભૂલી પડી ને! અતિ શ્રમિત થયેલી છું. વસંત દેવના પૂજનાર્થે પુષ્પો વીણવા ...ી હતી. મારી સખીઓથી વિખૂટી પડી છું: માર્ગ ભૂલી છું."

પ્રવાસીએ સહજ સ્મિત કર્યું, "મહાશયા ! તમારે માટે તો આ જ નિવાસ સ્થાન છે. વનદેવીઓએ તમારા સહચારનો આનંદ સાંપ્યો છેઃ એટલે તમને તો એ નહિ જ જવા દે. પરંતુ મારા જેવા ગરીબનું શું કામ હશે ? મને કંઇ સમજાતું નથી. "

પછીતે હાસ્યધ્વનિ થયો. મધુર ટહૂકાર સંભળાયો. " વનદેવીઓને અન્ય મિત્રની જરૂર હશે. "

રત્નાવલી શરમાઈ ગઇ. પ્રિય સખી મંજુલા પ્રત્યક્ષ થઈ.

" કેમ ! આપની વસંત મંજરી ક્યાં ! અમારાથી પહેલાં ઉપહાર ન ધરાય ને અમારાં ફુલ કરમાઈ જાય. પ્રભુને ભૂલી મનુષ્ય પૂજનમાં જ લીન બન્યા છો કે શું ?

તીવ્ર પરિહાસથી રાજબાલા રક્તવર્ણી બની ગઇ. " મન ગમતો ઉપહાર મેં તો ક્યારનો યે શોધી રાખ્યો છે પરંતુ મારે હાથ ચઢે તેમ નથી. "

રાજકન્યાએ આમ્રમંજરી તરફ મીટ માંડી. બધાં ય નયન એ તરફ વળ્યાં. આનંદ ને ઇર્ષાથી મંજુલાનાં નયન ચમક્યાં. એટલામાં પેલો અજાણ્યો યુવાન આગળ આવ્યો.

" વનદેવીએ મને કેમ ન જવા દીધો તે હવે સમજાયું. વસંત પૂજનનો જરા મને ય લહાવો લેવા દેશો?" બલવાન હસ્તપાશમાં આમ્ર તરુએ પોતાનો વૈભવ સમર્પિત કર્યો. સુંદર કરકમલને આલિંગવાના આહ્લાદમાં કૃતઘ્ની આમ્રમહોર પણ વડીલ વૃક્ષને વિસરી ગયોઃ રત્નાવલીનાં કોમલ કરતલ શોભાવી રહ્યો.

" મને હવે રજા આપો." પેલા યુવાને પતવવા માંડયું, "મારૂં કાર્ય પૂર્ણ થયું છે. હવે મારો માર્ગ જડશે. " રાજકન્યા પર સચોટ નજર માંડી તે મંદ ગતિએ ઉપડયો. ક્ષણ બે ક્ષણમાં એના શ્વેત વસ્ત્રનો ઉડતો છેડો દૃષ્ટિપથથી અદૃશ્ય થયો.

એ નીલવર્ણી વનરાજી પર જ રત્નાવલીની દૃષ્ટિ જડાઈ ગઈ. સખીઓના હાસ્યથી તે સાવધ થઇ. ચાલાક બાલસખી મંજુલા કટાક્ષભેર

બોલી, " અપરિચિત યુવાન સાથે અન્ય કોઈ ગયું લાગે છે—ખરૂં ને કુમારીબા ! "

ફુલ વીણુવાના કાર્યથી તેઓ મોડાં પરવાર્યાં. મુખ્ય પૂજક અભંગ લક્ષ્ય રાખી શકી જ નહિ. દેવનો પ્રતિસ્પર્ધી એ મનુષ્ય પલેપલ પ્રત્યક્ષ થતો; પુષ્પ અર્ધ્યનો પુરો ભાગ માગતો. મંજુલાથી ન રહેવાયું, "વસંતદેવ સાથે પુષ્પધન્વા પણ પ્રસન્ન થયા જણાય છે, નહિ વારૂં ?" રત્નાવલીએ છણુકો કરી વાત ઉડાવી પરંતુ એના મુખમંડળે એને જ દોષિત પુરવાર કરી.

રાજમહાલયના મુખ્ય દ્વારે પાલખી પાછી વળી ત્યારે સવિતા નારાયણ મધ્યાકાશે પ્રકાશતા. વેણી શૃંગારતાં સુમનો કરમાયલાં ભાસતાં. માતૃવિહોણાં મનોરમ બાલુડાં.

અણધાર્યા શંખનાદના પડછંદ પડ્યા. રાજમંદિરે કોલાહલ થયો. કેકય રાજકુમાર રણજીતના સ્વાગત સમાચાર મળ્યા. રત્નાવલી ને મંજુલાનાં હૃદય એક સાથે ધડક્યાં. રાજકુમારી વિરામભુવને વળી. મંજુલા ક્યાંક અદૃશ્ય થઈ ગઈ.

છેક સંધ્યાએ તે આવી. " આપણાં ઉરવારિ અમથાં નહોતાં ઉછળ્યાં."

રાજકુમારીનું અંતર આનંદ ઝૂલે ઝૂલી રહ્યું.

૨

વસંત કંઈ આખું વર્ષ ટકે છે ? એ મહિનામાં જ વસંત દેવે વિદાય લીધી. યુવાન અશ્રુભીનાં નયનોની એમને પરવા નહોતી. વીતી વસંત ફરી ન આવતી. મનની મનમાં જ રહી જતી.

રાજકુમારીએ વસંતની એક ક્ષણ પણ વ્યર્થ જવા ન દીધી. આનંદમયી ઋતુમાં પ્રત્યેક સૂર્યોદય એનું મુખારવિંદ ખિલવતા: એના નયનાંબુજમાં ભભક ભરતા. વસંત પૂજનના દિવસથી જ એ અદૃશ્ય નાટકની શરૂઆત થઈ હતી.

ત્રિપુરનો રાજપરોણો હજી ય ટકી રહ્યો હતો. વૃદ્ધ રાજા સહર્ષ વિચારતા કે સ્વાગતની સહૃદયતાથી એનો અતિથી અચલ બની ગયો હતો. સેનાપતિ ધારતા કે એના મૃગયાના નાદને ત્રિપુરના મૃગયાવનમાં પૂરતો સંતોષ મળતો. રાજનટોએ સ્વયં અભિનંદનો ઝીલ્યાં. સાચી રમત તો જુદા જ પ્રકારની રમાતી. ખેલાતા શિકારની માહિતી પેલી યુવાન કિશોરીઓને તથા અંગરક્ષકોના વડા યુવાન રણવીરને જ હતી.

હોલિકોત્સવ આવી લાગ્યો. કુમકુમ ને ગુલાલ સંગ્રહવામાં યુવાન યુવતીઓ રોકાયાં. રણવીરનું હૃદય કંઇ ઓર જ રંગ ધારણ કરતું. એ રંગ ઉત્સવરક્ત કે યૂવાનીલ નહોતા; તૂફાની મેઘમંડળશા શ્યામ કે શત્રૂઝર્યા રક્તશા ઘેરા લાલ. રાજકુમાર ને રાજકુમારી વારંવાર મળતાં. બંનેનાં નેત્રદ્વયમાં દીપતી હર્ષજ્યોતિ રણવીરના મસ્તકમાં આગ સળગાવતી. એના નયનમંડળે અંગાર ઝરતા.

મહોત્સવના દિવસે રાજગૃહોદ્યાન નીલવર્ણો થવાને બદલે રક્તરંગી બનતો ભાસ્યો. કુસુમરજ ને અબિલ ગુલાલથી વાતાવરણ ભારે થયું. આખું ય ઉપવન હર્ષનાદથી ગાજી રહ્યું. યુવાન દેવનાં પ્રશંસા ગીતોનો સુમાર નહોતો. આનંદ ને યૌવનના મદમાં સહુએ ચકચુર હતાં. માત્ર બે દિલને વેદના વળગી. બે ચક્ષુયુગલની ચમક અશ્રુએ હરી લીધી. મધુર ગીતરવની પછીતે વિરહની આર્ત કહાણી વંચાતી. ત્રિપુરના રાજપરોણા માટે આ પૌર્ણિમાની રાત્રિ છેલ્લી જ હતી.

ગમન વેલાએ રણજીતે રત્નાવલીનાં કરકમલ પોતાના કરામ્બુજે સ્થાપી, નજર એના અશ્રુપૂર્ણ વદન પર નાખી, "આ અશ્રુસ્મરણ જ ચિરસ્થાયી રહેશે; એ જ મને પાછું આકર્ષી આણશે."

"ક્યારે ?"—કંપતો પ્રશ્ન પૂછાયો.

"પાંચ પુર્ણિમા ઉગશે ને આથમશે ત્યારે. પુર્ણિમા પુર્ણિમાએ મારો કુસુમદૂત આવશેઃ આપણી વીતક વાર્તા કહેશે. પુષ્પદેવની

કૃપાથી જ આપણું પ્રથમ મિલન થયું હતું એટલે કુસુમદૂત જ મારો સંદેશ સુણાવશે. પુર્ણિમાએ મારો સંદેશ ન આવે તો જાણજે કે સંદેશ પાઠવવો જ શકય નહિ હોય."

રણવીરે પણ આ વિરહ દશ્ય જોયું. એનું હૃદય ધબકતું. શ્વાસ જોરથી ચાલતો. ડંખ દેવા તૈયાર થયેલા મહા નાગ સમોવડો એ લાગતો. પુર્ણિમાનો ચંદ્ર પણ એની દષ્ટિમાં શ્યામ પડી ગયો હતો. પરંતુ એ કાંઇ કરી શકે તેમ નહોતું. તક સાધવા એને વાટ જોવાની હતી. ડંખ તૈયાર હતો પણ છૂપો ને અદશ્ય.

પુર્ણિમાનો ચંદ્ર અસ્તાચલે નમ્યો. કેકયનો ચંદ્ર પણ સાથે જ અદશ્ય થયો. ગ્રીષ્મના આગમને કોઈ નાગકન્યા સુકાય તેમ રત્નાવલી ગળવા લાગી. રણવીરનો પ્રેમ એની પરકંમા કરતો. પ્રવેશદ્વાર શોધતો. રાજમહાલયને ફરતો સખત પહેરો હતો. એને છૂપાઇને જ છટકવું પડતું.

ફરી પુર્ણિમા પ્રગટી. રત્નાવલી રાજમંદિરની અગાશીએ ચઢી. કૌમુદીએ ઝબકાવ્યા વિશ્વ પર એક આતૂર નજર નાંખી. પ્રણયીનો કુસુમદૂત કયાં? સખીઓ એને વીંટાઇ વળી. એમના હાસ્યને પ્રત્યુત્તર ન મળ્યોઃ નિરાશ થઈ સૌ વિદાય થયાં.

ત્રિપુરનું સામ્રાજ્ય કુમારી સન્મુખ ચિત્રવત્ પથરાયું. ઉપવનના મુખ્ય દ્વારનો માર્ગ સામે જ તરતો. નિર્મલ ચંદ્રિકા કલંકશો સંત્રી રોન ફરતો જણાતો. રાત્રિ વધતી. પ્રદેશ નિઃશબ્દ બનતો જતો. એનો પ્રણય સંદેશ કયાં?

સંત્રી હજી ય ફરતો હતો. રાજનંદિની ઉભી હતી એ ઝરૂખા નીચે આવી એ સ્તંભી ગયો. એનો શ્યામ કર ઉંચો થતો જણાયો. એ જ ક્ષણે રત્નાવલીના ચરણે સુંવાળો સ્પર્શ થયો. અંગે અંગ ઝીણી ધ્રૂજારી છૂટી. રત્નાવલી નીચી નમી. હૃદય રૂધિર સમા લાલ અશોક પુષ્પનો ગજરો હાથ લાગ્યો. આતૂરતાથી એણે સંત્રી તરફ જોયું. અમુલ્ય પુષ્પો એના

હૃદય સાથે ચંપાઇ રહ્યાં. સંત્રીએ પણ ઉંચે જોયું. અપરિચિત વ્યક્તિનાં દર્શન થયાં. રત્નાવલી અજાયબ થઈ. એ જુનો સંત્રી નહોતો. જુના સંત્રીને બાલ્યકાળથી તે જોતી ને ઓળખતી. ગઢની મધ્યમાં આવેલા એ ઉપવને રણજીતનો એ સાહસિક અનુચર કઈ રીતે પ્રવેશી શકયો હશે? પણ સંત્રી એક ક્ષણમાં જ અદશ્ય થઈ ગયો. રત્નાવલી શયનમંદિરે ગઈ.

રણવીરના જાસુસો આવ્યા ને ગયા. રણજીતના દૂતને પ્રવેશ કરવાની સદર પરવાનગી હતી ત્યાં સુધી કોઇનું ય વળે તેમ નહોતું. એ મૂક દૂતોને કોઇ પણ ઉપાયે રોકવા જોઇએ. હથિયારબંધ સંત્રીઓ ને અદશ્ય જાસુસો વડે રણવીરની ઇર્ષાએ રાજમહેલને રાત્રિ દિવસ રક્ષવા માંડયો.

વૈશાખી પૌર્ણિમા આવી. દેવોનાં આશીર્વચન ઝીલવા પ્રણયઘેલી રત્નાવલી મંદિરે ગઇ હતી. ત્વરિત ગતિએ પાછી વળી. દૂત આવી ગયો હશે એવા પ્રતિક્ષણે ભણકાર થતા. સંદેશ ઝીલનાર કોઇ ન હોય તો? ચંદ્રિકાએ અજવાળેલી અગાશીએ ચઢી તે આતુરતાથી જોઇ રહી. મુખ્ય દ્વાર આગળ ચાર સંત્રીઓ ઉભા હતા. એમનાં મુખ શ્યામ પડી ગયાં હતાં. ક્રોધની તીવ્ર છાપ સ્પષ્ટ ઉકલતી. એમના તરફથી મૃત્યુ સિવાય અન્ય સંદેશ શો હોય?

ભગ્ન હૃદયે એકલી કુમારી ત્યાં ઉભી રહી. એના અનુપમ સૌંદર્યથી જ્યોત્સ્ના પણ ઓપતી પરંતુ એના અંતરના ઉંડાણમાં પ્રકાશ નહોતો પડતો. આવો સખત પહેરો! ભેદી સંદેશ કોણ લાવશે? પ્રશ્ન અનુત્તર જ રહ્યો.

પૂર્ણ ચંદ્ર પશ્ચિમે ઢળવા લાગ્યો. નિરાશ થઇ રત્નાવલી નીચે ઉતરી આવી. દાદરને છેલ્લે પગથીએ કો શ્વેત વસ્ત્રધારી શાંત મૂર્તિ ઉભી હતી. એ રાજમંદિરવાસી તો નહોતી જ. એનું મોં આવરણથી છૂપાયલું હતું. પોયણીશો શ્વેત ગજરો અપાયો. બુરખો ઉચકાયો. પેલો જ સંત્રી. ગુપ્ત દ્વારથી પલકમાં જ તે ગુમ થયો. અજ્ઞાત રાજકન્યા અજબ થઇ.

શિકાર છટકતાં વાઘ છંછેડાયો. રણવીર તરફથી આ જાસુસો રોકવામાં આવી. તેઓ રત્નાવલી પર અચૂક નજર રાખતાં. નિશાચરની માફક આવજા કરતાં. રાજભુવનનાં અન્ય નિવાસીઓને ચિંતાતુર બનાવતાં.

પ્રણયેશ્વર અનંગ સામે ઝઝૂમવું મનુષ્ય માટે કઠીન હતું. એની કૃપાથી રણજીતના દૂતો નિર્ણિત સ્થાને હજી યે પહોંચી જતા. જ્યેષ્ઠ મહિનો આવ્યો. પૌર્ણિમાની રાત્રે સુવર્ણપાત્રે સુવર્ણા ચંપકની મંજરી રત્નાવલીને પાણી લેવા જતાં હાથ ચઢી.

વર્ષાની શરૂઆત થઇ. વાદળ ઘેરાયાં, વર્ષાદની ઝડીઓ પડતી. દૂતના હાથમાં કેતકી સુમનગુચ્છ હતો. અગ્રભાગ કંટકથી રક્ષાયલો હતો. પરંતુ ઉદરમાં સુગંધ બહેકતી.

હવે પ્રાણનાથના મિલન માટે માત્ર એક જ પૌર્ણિમા બાકી રહી. એક વાર દૂત કસોટી તરી ઉતરે તો રણવીરના પછાડા નકામા. ક્રોધ ને તિરસ્કારથી રણવીરનું મન ધુંધવાતું. છેલ્લે પ્રયાસે દૂતને પકડવા તેણે નિશ્ચય કર્યો હતો.

છેલ્લી રાત પડી. પૌર્ણિમાનો ચંદ્ર ગાઢ વાદળમાં છૂપાયો. અંધકારનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું. અંધારપિછોડો ચીરી માત્ર સૌદામિની જ ઝળુકતી. રત્નાવલી દૂતની શોધમાં ચોતરફ ઘૂમતી. આવા ભયાનક અંધકારમાં એ કયાં છૂપાયો હશે? એનું અંતર ભયથી ઘેરાયું. કાળા ધોધમાં એ તણાઇ તો નહિ ગયો હોય! રોષથી ગર્જતા તૂફાની પવન તેને અણધાર્યા ભયથી કંપાવી રહ્યા હતા.

રાજમહેલમાં ધીમે ધીમે શાંતિનું સામ્રાજ્ય પથરાયું. રત્નાવલી શયનમંદિરમાં નિદ્રાહીણી પડી હતી. નિશાની શ્યામ ઘડીઓ ગણતી. મનમાન્યો મહેમાન ન આવે તો? પાલવ સાહી એને વિભાવરીને રોકવા મન થયું. રજનીનો અંત આવતાં એની આશાઓનો ય અંત આવવાનો.

ભયંકર ગડગડાટ થયો. તૂફાન ગર્જનાથી યે ભારે કડાકો થયો. કોઇ વિજેતાના વિજય પ્રવેશ માટે ખંડની બારી ઉઘડી ગઇ. સુગંધ

લહરી આખાય શયન મંદિરમાં પ્રસરી ગઇ. વર્ષાદની ફરફર આવી. અનિલનો સુસવાટ થયો. રત્નાવલી ચમકી. ઓચીંતી એની દેહલતા કંપી. અનેક મૃદુલ પુષ્પોથી છવાઇ ગઇ. સુવાસિત સુમનો એણે વીણ્યાં. હર્ષઘેલું વદન ફુલરાશિમાં દબાવી દીધું. વાદળ વેરાયાં. પ્રભાતકાંતિ નિર્ઝરી રહી.

કોપાનલથી પ્રજ્જવલતા રણવીરના દીલમાં અંધારૂં પડ્યું. ઉઘાડી તલવારે યમદેવશો તે ધસ્યો. રણજીતનો રથ પ્રવેશતાં જ તમારૂં મસ્તક જુદું થશે." અંગરક્ષકો ને જાસૂસો તાજુબ થયા. "તમે છૂપા દૂતને કેદ કર્યો હતો ને! રાજકન્યાને કુસુમદૂત કેમ મળ્યો?" તે આશ્ચર્યચકિત નાયક તરફ ઘુરકયો.

નાયકે જવાબ ન વાળ્યો. સામે જ રણજીતનો સાહસિક અનુચર કેદીઓની હારમાં જણાયો એને અંગે કેટલા ય ઘા પડયા હતા. લોહીનાં ઝરણુ ઝમતાં. પોશાક ચિંથરેહાલ બન્યો હતો. કરમાયલી કુસુમમંજરી હજી યે તેના હાથમાં હતી.

રણવીર મહાલયની વાડીમાં ધુસ્યો. આતુર રાજનંદિનીની વહારે કોણ ધાયું હશે? શયન મંદિરની બાજુએ ઉંચી નજર કરતાં જ રણવીરે અજીત વિધાતાના ચરણમાં ગર્વાંકિત મસ્તક નમાવ્યું. નવકુસુમિત બકુલ વૃક્ષની શાખા રત્નાવલીના શયન મંદિરને અડકી ઉગી હતી. ગઈ રાતના તૂફાને એક ડાળી ભાગી બારીમાં જઇ પડેલી તેની નજરે ચઢી. એની પાંખડીએ પાંખડીએ ફૂલસમૂહનો સુમાર નહોતો,

ફરીથી શંખનાદ થયો. મનગમતા મહેમાનનું આગમન થયું. એમના પ્રવેશનાર્થે રાજમંદિરનું મુખ્ય દ્વાર ઉઘડી ગયું.

૧

અડોઅડ આવેલાં બે ઘર સહચારી દંપતી સમાં શોભતાં. બાહ્ય દર્શને એક જ સ્વરૂપ લાગતાં પરંતુ એટલે જ સામ્યનો અંત આવતો. બંનેનાં નિવાસીઓ ભિન્ન ભિન્ન પ્રકારનાં હતાં. એક ઘરમાં બિહારી રહેતો. ધનવાન હોઇ સ્વાભાવિક ઉગ્ર સ્વભાવનો હતો. બીજામાં શાંતિલાલ. શાંતિ ચાહનાર હોઇ ઘરમાં પત્નીના કહ્યાસર ચાલતો ને ઓશીસે શેઠના. હાથનો છૂટો જરા વધારે. કમાઈ કરતાં વધુ ખર્ચવાની કળામાં મહા નિપૂણ. આવી વિરૂદ્ધ પ્રકૃતિના બે પાડોશી મિત્રો બની શકે એ કોઇના ય કલ્પ્યામાં આવતું નહિ. છતાં ય પૂર્વના સંસ્કારે એમની મિત્રતા જામી. જગતની અન્ય અકારણ વસ્તુઓ માફક ટકી પણ લાંબા કાળ સુધી.

યમરાજ કર વસુલ કરવા બંને ય ઘરમાં એક સાથે જ પધાર્યા. મૃત્યુ શય્યાએ પડેલા શાંતિલાલે પત્ની તથા બાલિકા બિહારીને સુપ્રત

કર્યા. એ જ સંખ્યાએ બિહારીની પત્ની પણ સંસાર યાત્રા પુરી કરી પરલોક પ્રયાણ કરી ગઇ. અંધારામાં એકલડો બિહારી બેઠો હતો. જીવનને પુનઃ વ્યવસ્થિત કરવા મથતો હતો. જીવનના પ્રથમ આઘાતે સઘળું છિન્ન ભિન્ન થઇ ગયું ભાસતું. માતૃહીણા બાલક અરવિંદને આનંદવાનું કાર્ય પાડોશીઓએ ઉપાડી લીધું. પાસેના જ બારણેથી અવારનવાર આવતા નવવિધવાના વિલાપના કરૂણ સ્વર બિહારીના કાન તથા અંતઃકરણને ભેદી નાંખતા.

શાંતિલાલ પાછળ રાતી પાઇ પણ મૂકી ગયો નહોતો. ઉલટું થોડુંક દેવું હતું. બિહારીએ એનું તમામ દેવું ચૂકવી આપ્યું. અનાથ મિત્ર પત્નીને તેની કુમળી બાલિકા સાથે પોતાને ઘેર લાવી રાખી. બિહારીની મોટી વિધવા બહેન એને ત્યાં જ રહેતી. એને આ યોજના સ્વાભાવિક ગળે ન જ ઉતરી. બિહારીની પત્નીના અવસાનથી એની ગૃહધુરા તેણે પોતાને હસ્તક કરી હતી. પરંતુ એને પોતાની ઇચ્છા પ્રગટ કરવાની તક જ મળી નહિ. અણગમાથી ઉદ્ભવતી મનોવેદના મનમાં જ શમાવવી પડી. એ નિરાશ થઇ.

બિહારીને તો આ યોજના ઘણી જ માફક આવી. અત્યાર સુધી અરવિંદ આનંદ વિહોણું એકાંત અસ્તિત્વ અનુભવતો. વિદ્યાભ્યાસ માટે એક વૃદ્ધ શિક્ષક રોકવામાં આવ્યો હતો. એની સંગતિ પુત્રને માટે બસ છે એવું બિહારી ખાસ માનતો પરંતુ જ્યારે બિહારીની સ્વયંભૂ ઇચ્છાથી જ અલકાએ એના ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે કોઇ પણ વિઘ્ન નડશે એવા ભય વિના એની સાથે મિત્રાચારી કરવા અરવિંદ પ્રેરાયો. અલકા પાંચ વર્ષની હતી. અરવિંદને નવ થયાં હતાં. મિત્રતાની મડાગાંઠ વળી.

પિંજરમાં પુરાયલાં પંખીના જીવનનો લેશ માત્ર આસ્વાદ લીધા વિના આ બે બાળકો યથેચ્છ વિહરવા લાગ્યાં. વ્યવહાર કુશળ ને તીખા બિહારીનો પુત્ર ઉત્તરોત્તર અવ્યવહારુ ને ભાવપ્રધાન બનતો ગયો. નમ્ર

ને નિર્દોષ શાંતિલાલની પુત્રી અતિશય તામસી પ્રકૃતિની નીવડવા લાગી. કુલિન કુટુંબીઓને એથી ત્રાસ છૂટતો. પત્થરના પિંજરથી હમણાં જ છૂટેલા પાર્વતિક પ્રવાહ પેઠે એની ઉર્મિઓ ઉછળતી. બાલકનાં નયન સ્વમગત દશામાં ઢળેલાં ને વિચારવંત રહેતાં. બાલિકાનાં નેત્રના શ્યામ ઉંડાણમાં વિદ્યુત્પ્રભા ઝળુકતી. બિહારી પણ કોઇ વાર અકળાતોઃ પણ ઇલાજ નહોતો.

એક દિવસ ખરી કટોકટીનો પ્રસંગ આવ્યો. અરવિંદે પોતાનું મુલ્યવાન ઘડિયાલ ગરીબ મિત્રને ભેટ આપ્યું હતું. પરંતુ ઘેર વાત કરવાનું અરવિંદ ભૂલી ગયો. બિહારીનો મિજાજ હાથથી ગયો. " કાલે જ તને છાત્રાલયમાં ન મોકલું તો મારૂં નામ બિહારી નહિ. તે ગાજી ઉઠયો, " પરસેવો ઉતારી હું પૈસા પેદા કરૂં ને તું આમ વેડફી મારે? અલકાને પણ કોઇ બાલિકાશ્રમ ઠીક પડશે. આ ઘરમાં છોકરાં સારી રીતે ઉછરવાનાં જ નહિ. "

અલકાની માતા તો આ સાંભળી મૂઢ જ બની ગઇ. અલકાની વય તેર વર્ષની થવા આવી હતી. વિવાહનો વિચાર માતાના દિલને ક્યારનો ય સતાવી રહ્યો હતો. ત્યાં સ્વપ્ને ય નહિ ધારેલી એવી આ છાત્રાલયની વાત !

પરંતુ અરવિંદનાં ફોઇ સ્વયં અલકાની માતાની વહારે ધાયાં, " તેર વર્ષની છોકરી તે વળી છાત્રાલયમાં મૂકાઇ સાંભળી છે ! " બિહારીના વિચારથી વિરૂદ્ધ જવા ઘણું ધૈર્ય એકત્રિત કરવાની જરૂર હતી. અણધારી અલકા સંગ્રામમાં ભળી. માતાનું કાર્ય સરલ થતું જણાયું. ગાઢ કેશકલાપવાળું એનું નાનકડું મસ્તક ધુણાવી એણે ગર્જના કરી, " હું તો છાત્રાલયમાં નથી જવાની."

બિહારીએ આવા ઉત્તરની આશા નહોતી રાખી છતાં ય આથી તે અકલિત રીતે આનંદિત થયો જણાયો. " ઠીક તારે એની ખાસ જરૂર નથી."

અરવિંદને વિદાય થવાનો દિવસ આવ્યો. એની ફોઇ તથા અલકાની માતાએ રડી રડી આંખો સુજાડી. અલકા મોઢું ચઢાવીને ફરતી પરંતુ અરવિંદ ગાડીમાં બેઠો કે તે પણ એક નાનું પોટલું લઈ આગળ ચઢી બેઠી, " હું પણ તારી સાથે જ આવીશ."

આ પ્રસંગે તો એને પરાજીત થવું પડ્યું. અરવિંદે જાતે જ એને ઉતરી પડવા વિનવી. એનું મન મનાવવા પ્રયત્ન કર્યો, " અલુ! તું સમજે તો છે. મારા છાત્રાલયમાં તું કેવી રીતે રહી શકે? ડાહી છોકરીથી આવી છોકરવાદી થાય? જા, ઘેલી થા માં. ઉતરી જા. નાહક પિતાજી ગુસ્સે થશે."

બાલા ખડક જેવી અચલ રહી. છેવટે બિહારીનો મિજાજ ગયો. અલકાને પકડી નીચે ઉતારી પાડી. અલકા પોટલી ત્યાં જ પછાડી પોતાના ખંડમાં દોડી ગઇ દ્વાર બંધ કર્યું. અરવિંદ એની રજા લેવા પાછો આવ્યો. બારણાને બે ત્રણ ધક્કા માર્યા. જવાબ ન મળ્યો. નિરાશ થઇ તે પાછો વળ્યો. અલકાએ આખો દિવસ ખાધું નહિ. ચોપડીઓ તથા કાગળોના ટુકડે ટુકડા કરી નાંખ્યા. રડી રડી આખું ઘર ગજાવી મૂક્યું. બધાં ય એનાથી કંટાળ્યાં. માત્ર બિહારી જ ખુશ થતો જણાયો, " આ છોકરીયે જબરી છે. એ છોકરો જનમી હોત તો કેવું સારૂં થાત! અરવિંદ છોકરી થયો હોત તો ઠીક પડત."

સવારે ઉઠતાં વેંત જ અલકા માતા પાસે દોડી, " અરવિંદનો પત્ર આવ્યો?"

માતાએ પ્રશ્ન અનુત્તર જ રાખ્યો. ઉલટી અલકાને ધમધમાવી " એને અરવિંદ કેમ કહે છે? ઢંગધડા વગરની! તારાથી ચાર વર્ષ તો એ મોટો છે. ખબર નથી? મોટા ભાઇ કહેતાં શું થાય છે?"

અલકાએ ડોકું ધુણાવ્યું, "નહિ. નહિ. હું મોટા ભાઈ નહિ કહેવાની. અમે બે લઢીએ તો હું એને ક્યાં ય હરાવી પાડું. પણ કાગળ આવ્યો છે કે નહિ?"

"ગાંડી થઇ છે કે શું!" એમ કહી માતાએ એને ત્યાંથી કાઢી મૂકી. અલતાનો તોબરો ચઢયો. એના હૃદયમાં શૂન્યકાર છવાઇ રહ્યો. અરવિંદના ખંડનું દ્વાર ખુલ્લું પડયું હતું. ત્યાંની શૂન્યતા અલકાને સાલવા લાગી. એનાં નયનમાં અશ્રુ ઉભરાયાં. મહા પ્રયાસથી એ ખાળી રાખ્યાં. રૂદન કરવું એને ઘણું જ હલકું ને છોકરમત જેવું લાગ્યું. ખિન્નતા કોપમાં પલટાઈ. એનાં ગાંડાં અડપલાંથી બંને વૃદ્ધ બાઇઓ કાયર કાયર થઇ ગઇ.

યોગ્ય કાળે અરવિંદનો પત્ર આવ્યો. એ વેળાએ અલકા નિસરણી પર બેઠી હતી. મનમાં એક માનસિક ચિત્ર દોરી રહી હતી. કલ્પના તરંગે ભાત ભાતના ચોક પુરતી. યુવાનીનાં ઉદ્ગયને જ એ અનુભવાય. અરવિંદ પાછો ફરશે ત્યાર પહેલાં તો તે ઝુરી ઝુરી પ્રાણ પાડશે. એના અવસાનથી એ બાલસખાનું અંતર શોક ને પશ્ચાતાપથી કેવું રૂંધાઈ જશે? આ વિચારે એની આંખો અશ્રુથી છલકાઇ પરંતુ ટપાલીની બૂમે એના દિવા સ્વપ્નમાં ભંગ પાડયો. એકદમ તે નીચે દોડી. અરવિંદની ફોઇના હાથમાંથી ઝડપ મારી પત્ર ઝૂંટવી લીધો. સરનામું ફોઇનું હતું. અલકા માટે એક શબ્દ પણ નહોતો. એને યાદ પણ કરી નહોતી. એનાં નયનોમાં નીર ઉભરાયાં. અશ્રુપૂર ખાળ્યું ન ખળાયું. કટુ વર્તણુંક પર રોષે ભરાવાનો હક પોતાના કરતાં અન્યને હોઇ શકે એવો સંભવ સરખો પણ એના ખ્યાલમાં અત્યાર સુધી નહોતો આવ્યો. પોતાના રોષને એ યથેચ્છ સરવા દેતી. અન્યને શિક્ષા કરવામાં જ એ દરરોજ આનંદ માણતી. શિક્ષા ખમવાની વાત એને માટે તદ્દન અણગમતી નવીનતા હતી. ક્રોધ ને દીનતાથી તે ધુંધવાઇ. પરંતુ અરવિંદ તો એનાથી દૂર દૂર જઇ વસ્યો હતો. એને હાથ ચઢે તેમ નહોતો. તેથી કોપનો સ્વાભાવિક ઇલાજ અલકાને ન જડયો.

અરવિંદને અણધાર્યો અલકાનો પત્ર મળ્યો. એમાં એક જ વાતનો ઉલ્લેખ હતો. ઉનાળાની રજામાં અરવિંદ ઘેર પાછો ફરશે

ત્યાર પહેલાં અલકા દૂરના કોઇ અપરિચિત મામાને ઘેર જતી રહેશે. એ નઠોર ને કદરૂપી છોકરી હવે તેને ફરીથી કદાપિ પજવશે નહિ. એ વાતે તેણે નિશ્ચિત રહેવું. પત્ર વાંચતાં વાંચતાં બાલકના નેત્રમાંથી અશ્રુના ધોધ વહ્યા. આ સાદી લીટીઓની પાછળ છૂપાયલો ગંભીર અર્થ તે સહજમાં સમજી શકયો. એના ગૃહઘેલા હૃદય પર અમીસિંચન થયું.

ગ્રીષ્મવિરામ માટે બે જણે ચાતકની પેઠે રાહ જોઇ. એક સરખી આતૂરતાથી બંનેએ દિવસ ગણ્યા. છેવટ એ દિવસ પણ આવી ઉગ્યા. અરવિંદ ટ્રેઇનમાંથી ઉતર્યો. આતૂર નયને ચોતરફ દૃષ્ટિપાત કર્યો. સ્વાગત દેનાર કોઇ ન જણાયું. સ્ટેશન પર જવાની બિહારીએ સર્વને મનાઇ કરી હતી. અરવિંદને વ્યવહાર કુશળ બનાવવામાં એથી વિઘ્ન આવશે એમ એણે માન્યું હતું. પોતાની સંભાળ લઇ શકે એવો એ થયો હતો. કોઇને ય સ્ટેશન પર જવાની જરૂર શી ?

મહા મહેનતે મજુર કરી અરવિંદે સામાન નીચે ઉતરાવ્યો. ગાડી ભાડે કરી ચઢી બેઠો. પરંતુ એના હૃદયમાં તો સીસું રેડાયા જેવું થયું હતું. ઘર સ્ટેશનથી ઘણું જ દૂર હતું. ધૂળવાળા એકાંત રસ્તા પર થાકેલા ઘોડા પરાણે માર્ગ કાપતા.

ટણીંગ—અવાજ કરતો એક પત્થર ઓચીંતો ગાડીની બારીએ આવી અથડાયો. અરવિંદ ચમકયો. ઉચું જોયું તો માર્ગ પર પુરાણું એક વટ વૃક્ષ આવી રહ્યું હતું. એનાં અનેક મૂળ ચોતરફ ગુંચવાઇ લટકતાં. કુંપળો તાજી જ ફુટેલી હતી. પર્ણજુથમાં મનમાન્યા મુખારવિંદનાં દર્શન થયાં. અરવિંદ ગાડીમાંથી ઉતરી પડયો. વૃક્ષ તરફ દોડયો. વદન અદૃશ્ય થઇ ગયું.

અરવિંદે એને પકડી પાડી—"અલુ ! તું આવી ખરી ? તું જતી નથી રહી ?"

સ્વર બદલવા અલકાએ ઘણો ય પ્રયત્ન કર્યો. "હા. હા. હવે જવાની જ છું. થોડા દિવસમાં જ. એક બે દિવસની જ હું મહેમાન છું. સહેજ ફરવા આવી હતી." બેદરકારી બતાવવા તે ઘણું ય મથી પરંતુ એનાથી રહેવાયું નહિ. અરવિંદને બંને હાથે ટેકવી ગાડી પર એની અડોઅડ ચઢી બેઠી. આખે રસ્તે ટક ટક ક ર્યું જ કર્યું. પેલા અપરિચિત મામાનું તો નામ પણ ન આવ્યું.

ઘર આગળ ગાડી અટકી. અલકાની માતા દોડતી બહાર આવી. ઉતરતાં જ અલકાને એક લપડાક લગાવી દીધી. "કમજાત! ક્યાં મરી'તી? મારે તે તને શું કરવું? જરા ય અક્કલ કેમ નથી આવતી?" "આવી છોકરી તો ક્યાં ય ન દીઠી?" અરવિંદની ફોઇએ અલકાની માતાને ટેકો આપ્યો.

માતાનો હાથ તરછોડી અલકા નાઠી. સ્પષ્ટ વિરોધ દર્શાવતી એની આંખો ચમકી રહી. બારણાને ટેકે એ ઉભી. સપડાયલી હરિણી! એની માતા ફરી એના તરફ વળી. અરવિંદ વચ્ચે પડયો, "હું જીવું છું કે મરી ગયો છું તેની જરા પણ દરકાર રાખનાર આખા ઘરમાંથી બિચારી એ એકલી જ નીકળી તેનો પણ આ બદલો?" આટલું બોલતાં તો એનું હૃદય ભરાઇ આવ્યું. અશ્રુપ્રવાહ શરૂ થયો.

આ પળે જ બિહારી ત્યાં ઉપસ્થિત થયો. પુત્રની આંખમાંથી આંસુ વહેતાં જોઇ લાગલો જ સળગી ઉઠયો. "ચાર મહિના છાત્રાલયમાં રહ્યો તો ય આમ કે? મારે તે તને શું કરવું? રડકણ છોકરી! તારા જેવા દસ કરતાં ય આ છોકરી ચઢી જાય."

એકદમ અલકા અરવિંદની કુમકે આવી, "તો મારી માતાએ મને શા માટે મારી? તમે એને કેમ નથી વઢતા? અરવિંદ સાચું જ રડે છે. મારી મરજી પડશે એટલી વાર હું પણ રડીશ. આખો દિવસ રાગડા તાણ્યા કરીશ. શું કરશો? મને તમારી શિક્ષાની જરા ય પરવા નથી."

વાત એટલે જ અટકી. કુટુંબની બંને સ્ત્રીઓ ચક્રવૃદ્ધિ વહાલે અરવિંદને નવરાવવા લાગી. પુત્રના સદ્દભાગ્યે બિહારી કામમાં હતો. એક મોટા કમ્પાલામાં ઉતરવાની કડાકુટમાં હતો. અરવિંદને કેળવણી આપવાની એને જરા ય ફુરસદ નહોતી. અલકા સારો દિવસ અરવિંદ કને જ બેસી રહેવા લાગી. માતાના ચિઢાયલા વદનની એને જરા ય પરવા નહોતી. અરવિંદની ફોઇ છોકરીઓની રીતભાત પર ભાષણો કરતી. એનાં મહેણાને એક કાનેથી બીજે કાન કાઢી નાખતાં અલકાને વાર નહોતી લાગતી. જરૂર પડયે એની પડખે ઉભું રહેનાર ઘરમાં એક જણ છે એ વાત અલકા સારી પેઠે સમજતી. માત્ર જરા જોરથી ધાંટો પાડે એટલી જ વાર. બિહારી તુરત જ ત્યાં આવી પહોંચે તેમ હતું. અનુભવથી અલકા સારી પેઠે જાણતી કે બિહારી શત્રુપક્ષમાં ભળશે જ નહિ.

રજાઓ તો ઝટ ઝટ પૂરી થઇ. અરવિંદને વિદાય થવાનો દિવસ ફરીથી આવી ઉભો. ગમન વેળાએ અલકા અસાધારણ ગંભીર બની ગઇ. લોકોને મારવા કે ચોપડીઓ ફાડવા તેણે જરા પણ ન ઇચ્છયું. પહેલાં તો તે હર વખત એમ કરતી. પોતે સુખી નથી એ દર્શાવવાની એ પણ એક રીત હતી.

અલકાની માતાની ચિંતા હવે દિન પ્રતિદિન વધતી ચાલી. બાલાને ચૌદ વર્ષ થવા આવ્યાં હતાં. એ પરણવા લાયક થઇ છે એવો ઇશારો પણ બિહારી કરતો નહિ. ભૂલાયેલી ફરજની યાદ દેવા બંને બાઇઓએ બનતો પ્રયાસ કર્યો. એક બે દિવસ બિહારી મુંગો મુંગો સાંભળી રહ્યો. "પરણાવવી હોય તો અરવિંદ સાથે જ. બીજા કોઇને નહિ દઉં." અલકાની માતાને આથી નિરાંત થઇ. બિહારીના શબ્દોમાં એને અપ્રતિમ શ્રદ્ધા હતી.

દેશવટામાં અરવિંદને અલકાના પત્રો જ સાંત્વન દેતા. એમાં લાંબી નવાજુનીઓ નહોતી આલેખાતી. અરવિંદ એ પત્રોને નજર

આગળ ધરી રાખતો. એ હસ્તાક્ષર નહોતો જોતો. હસ્તાક્ષર તો બાલક જેવા જ. પણ હતા મરોડદાર. અરવિંદ એની પૂંઠે આનંદથી ચમકતાં બે નયન નિહાળતો. એ હસતું વદનાંબુજ એની સ્વપ્નસૃષ્ટિમાં સદાય રમતું. એની નાનકડી અવ્યવસ્થિત ઓરડી એક ક્ષણ ભર સુશોભિત ને આનંદ ભરી બની જતી. એના સહાધ્યાયીઓ આ પત્રો માટે એનો પરિહાસ કરતા. અરવિંદની પ્રકૃતિ ધૈર્યશીલ હતી. પરંતુ આ વાત આવતાં જ એ ચીઢાઈ જતો. બિચારા વિનોદી સહચરો નિરાશ થઈ એને પડતો મૂકતા. બિહારીએ યોગ્ય સ્થાન જ શોધ્યું હતું. બાલકને વ્યવહાર કુશળ બન્યા વિના સિદ્ધિ જ નહોતી. વ્યવહારૂ થયા વિના ત્યાં રહેવું જ મુશ્કેલ હતું. અવિચારી વિરૂદ્ધતાથી એના સંજોગોને અરવિંદ સફળતાથી લાત મારી શકયો. પ્રથમની પેઠે એ અવ્યવહારૂ ને ભાવનાપ્રધાન જ રહ્યો.

પરીક્ષા પાસે આવી. દિવાળીના પ્રસંગે પણ બિહારીએ તેને ઘેર આવવા ના પાડી. જેમ તેમ કરી અરવિંદે મેટ્રિકની પરીક્ષા પસાર કરી. પરિણામ બહાર પડતાં જ બિહારીએ અરવિંદને લખી જણાવ્યું કે 'પ્રવાસ કેળવણીનું એક મુખ્ય અંગ છે માટે વિશ્વવિદ્યાલયમાં પ્રવેશતાં પહેલાં એકાદ બે મહિના તેણે વિશ્વપર્યટને નીકળી પડવું.' અરવિંદને જવું પડ્યું. એનું હૃદય તો ઘેર આવવા તલસી રહ્યું હતું. એના પિતાજી પર તે રોષે ભરાયો. બે મહિના દરમીયાન તેણે ઘેર એક પણ પત્ર ન લખ્યો. સહપ્રવાસીઓએ એનો સામાન પડાવી લીધો. પૈસા છિનવી લીધા. પરિણામે એને પ્રવાસ ટુંકાવવા ફરજ પડી. પાછું વિદ્યાલયમાં જવું શરૂ કર્યું. એક છાત્રાલયમાં તે રહેવા લાગ્યો.

પરંતુ બિહારીનું જીવનસ્વપ્ન કદાપિ સત્ય ન થયું. અરવિંદ અવ્યવહારૂ જ રહ્યો. વિદ્યાલય ને છાત્રાલયની કપરી જીંદગી એના પર જરા પણ અસર કરી શકી નહિ. અભ્યાસ તરફ એ વધારે ને વધારે બેદરકાર થવા લાગ્યો. શાળાની હાજરીમાં અઠવાડિયામાં ચાર દિવસ

પડવા લાગ્યા. ઓરડીમાંથી બ્હાર નીકળવાનું પણ એણે બંધ કર્યું. દિવસ ભર એ સ્વપ્નતંદ્રામાં પડી રહેવા લાગ્યો. મજાક મશ્કરી હવામાં ઉડી જતી. એ તરફ એનું લક્ષ્ય પણ નહોતું. સહાધ્યાયીઓને છૂપી પોલીસનું કામ પેટ ભરીને કરવાની તક હાથ લાગી. પરંતુ વ્યર્થ પ્રયત્ન સમજી થોડી જ વારમાં એમણે એ કામ છોડી દીધું. એની બધીય ખાનગી ચીજો ફેંદી વળવા છતાં એની પ્રણયિનીનું પ્રણયચિહ્ન હાથ કરવાના સઘળા કપરા પ્રયાસો નિષ્ફળ ગયા. છબી ન મળી. સૌંદર્યમૂર્તિને સમર્પેલી કાવ્યગ્રંથી પણ ન જડી.

અરવિંદ ઇંટરમાં નાપાસ થયો. બિહારી તો આ સાંભળી લગભગ ગાંડો જ થઈ ગયો. છેલ્લો ઉપાય અજમાવવા અરવિંદને વિજ્ઞાન શીખવા મોકલવામાં આવ્યો. સફળતાથી અભ્યાસ પૂરો કર્યા વિના ઘેર પાછા ન ફરવાનો હુકમ થયો.

વિચિત્ર પુત્ર માટે બિહારીએ અજમાવેલા સર્વ ઉપાયો આમ અફળ જવા બેઠા છતાંય બિહારીને એક સંતોષ હતો. એની પાલક પુત્રી ચપળ ને સર્વાંગ સુંદર કિશોરી બની રહી હતી. એ બાલિકાને ખિલાવવા બિહારીને જરા પણ પ્રયાસ નહોતો કરવો પડયો. એને પ્રકૃતિબાલમાંથી યુવતી બનાવવા એની માતા ઘણુંય મથી પણ નિરર્થક. વિચિત્ર બાલાના ભયંકર ભવિષ્યનો વિચાર કરતાં બંને ય પ્રૌઢાઓનાં રોમાંચ ખડાં થતાં.

મનુષ્ય સહચારની ખોટ પડવાથી અલકાએ બિહારીના ગ્રંથો સાથે સહચાર સાધ્યો. નવરાશને સમયે ઘર પછી તે આવેલા જંગલને સુધારવા મથતી. એને તે પોતાની વાડી કહેતી. થોડા થોડા દિવસને અંતરે અરવિંદને પત્ર પાઠવતી પરંતુ ધીમે ધીમે એ અંતર વધવા લાગ્યું. અલકાઅરવિંદને વારંવાર પત્ર લખે એ બિહારીને નહોતું ગોઠતું. એટલે હવે કોઇ કોઇ વાર અલકાનો પત્ર આવતાં મહીનાના મહીના વીતવા લાગ્યા. અરવિંદનું ક્ષુધાતુર અંતઃકરણ નવો પત્ર આવતાં સુધી

જુના પત્રોમાંથી નિર્વાહ મેળવતું. નવો પત્ર આવે તેનો જવાબ વાળવામાં તે તલ્લીન બની જતો. આ પ્રમાણે એ નજીવા હસ્તાક્ષરોની ચોપાસ એનું યુવાન જીવન ભમવા લાગ્યું.

અરવિંદની ફોઇને એકાએક પોતાની વૃદ્ધાવસ્થાનો ખ્યાલ આવ્યો પરલોક માટે તૈયારી કરવા એને મન થયું. પવિત્ર વારાણસીમાં છેલ્લા દિવસો વ્યતિત કરવા એમ ઠર્યું. એ પહેલાં અરવિંદને જોવાની તીવ્ર ઉત્કંઠા થઈ. પ્રથમ તો બિહારી વજ્ર સમો અડગ રહ્યો. પરંતુ એની બહેન શ્રાવણ ભાદરવો વરસાવતી એટલે એને પણ ફરજ પડી. એક સાથે બે પત્રો અરવિંદને મળ્યા. પ્રથમ પત્રમાં ચાર પાંચ દિવસ માટે એને ઘેર બોલાવ્યો હતો. બીજા પત્રમાં આડી અવળી વાતો લખ્યા બાદ એને જણાવવામાં આવ્યું હતું કે થોડા દિવસમાં અલકાને સોળમું વર્ષ બેસશે એટલે તે યુવતી ગણાશે.

જવાને આગલે દિવસે અરવિંદ જાણીતી બધી ય દુકાનો ફરી વળ્યો. જન્મદિવસને ટાણે અલકાને એણે એક સુંદર ભેટ આપવા ધાર્યું હતું. પરંતુ સ્ત્રીહૃદયને ગમતી ચીજોથી એ વધુ પરિચિત નહોતો. બિલકુલ અજાણ હતો એમ કહીએ તો ય ચાલે. વિધ વિધ વસ્તુઓ એણે જોઇ. હાથમાં લેતાં જ તે નીચે મૂકી દેતો. રખેને તદ્દન અયોગ્ય નિવડે! અંતે એક મિત્રે તેને આ મુશ્કેલીમાંથી છૂટો કર્યો. કશું પણ ખરીદ્યા વિના ઘેર જવાની તેણે અરવિંદને સલાહ આપી. એ મિત્રને એક બહેન હતી. તેને લઇ અરવિંદ માટે લાયક વસ્તુ પસંદ કરી ટપાલ માર્ફત તે રવાના કરશે એમ તેણે વચન આપ્યું.

આ વેળા માર્ગની વૃક્ષવાટિકામાં અરવિંદને કોઈ અપ્સરા ન મળી. ઘેર પણ અલકાના હસતા વદનનું દર્શન થયું નહિ. એને ઓછું આવ્યું. અજાણ્યા વાંક માટે અલકા રોષે ભરાઈ હશે એમ તેણે માન્યું.

ફોઇના પાશમાંથી છુટતાં જ તે અલકાને શોધવા નીકળી પડયો. બહુ દૂર જવું ન પડયું. બાગમાં જ એક ભાંગેલા શિલાસન પર

તે બેઠી હતી. એનું વદન ગંભીર બન્યું હતું. સ્વરમાં કેટલો ય ઠપકો હતો. અરવિંદ બોલ્યો, "હજી ય જોને આડું. લેવા આવતાં ગુનો ન થઇ જાત."

"ગુનો ગણ્યો હતો એ મેં તને કયાં કહાવ્યું હતું?" અલકા લહેરમાં જ બોલી, "હું ન આવી કારણ કે જ્યારે ત્યારે હું તને મલવાની જ હતી."

આ બેદરકારી અરવિંદને સાલી. "એટલે મારે મળવું હોય તો તારી કને આવવું નહિ તો—" અલયા રોષથી વચમાં જ બોલી ઉઠી, "હું નથી સમજી શકતી કે તમારી પાછળ દરરોજ મારેશા સારૂ દોડતાં ફરવું? મારી ખાતર એક વાર આવતાં ય તમને જોર આવતું હશે?"

નાનકડું ઝાપટું ઝટ વેરાઇ ગયું. પરંતુ અરવિંદને વારંવાર લાગવા માંડયું કે હવે તે પહેલાંની અલકા નથી. આ નવી વ્યક્તિ એટલી તો વિચિત્ર માયાભરી હતી કે ગુમાવેલા સહચર ખાતર તે દિલ ખોલી રડી પણ શકયો નહિ.

સુલતાની વર્ષગાંઠનો સૂર્ય ઉગ્યો. ગણી ગાંઠી સખીઓને નિમંત્રવામાં આવી. આનંદ ગીતોથી એમણે આખા ઘરને ગજાવી મૂકયું. અરવિંદની ફોઈનું તો એથી નાક પણ ચઢયું. છોકરીની વર્ષગાંઠમાં આવડી ધાંધલ શી? પરંતુ એ અભિપ્રાય બહાર પાડવાનું એને જ ઠીક ન લાગ્યું. અરવિંદે આનંદમાં ભાગ લેવા પ્રયત્ન કરવા માંડયો પરંતુ અલકાની વદનચર્યાએ એને વધુ ઉત્સાહિત ન કર્યો.

એ દિવસે અલકા ઓર જ ધુનમાં હતી. સખીઓ ગઇ કે એનો ધુંધવાતો કોપાનલ તીવ્ર જ્યોતમાં ભભૂકી ઉઠયો. ઘરમાં બધાની સાથે તે લઢી. ખાવાની સાફ ના પાડી. જુની અલકા એકાએક ફરી ઉપસ્થિત થઈ. અરવિંદ મનમાં આહ્‌લાદિત થયો. મહેમાનો તરફથી અલકાને વિવિધ ભેટો મળી હતી. અરવિંદ આગળ તે સર્વનાં એટલાં તો વખાણ કર્યાં કે તેના રોષનું મૂળ કારણ તે સમજી ગયો.

બીજે જ દિવસે અરવિંદના નામનું એક મોટું બંડલ ટપાલમાં આવ્યું. એના મિત્રે આપેલું વચન પાળ્યું હતું. માત્ર જરા મોડું થયું હતું. વીંટેલા કાગળીઆં એણે ઝટપટ ફાડી નાંખ્યા. અંદર એક સુંદર ચંદનની પેટી હતી. તેની અંદર સુવર્ણનાં એરીંગ ને માથાના મનોરમ અલંકારો હતા.

અલકા એ વેળાએ બાગમાં જ હશે એવી અરવિંદને ખાત્રી હતી. તે ગુલાબના છોડનું ખામણું ખોદતી જણાઇ. અરવિંદ તુરત જ ત્યાં દોડયો. પેલી પેટી એને ચરણે ધરી. "જરા મોડો પડયો હોં! અલુ! હું ભૂલી ગયો નહોતો." તે એના કાનમાં ગણગણ્યો.

"નાંખો પણે"—એના સ્વરમાં કે વર્તનમાં ભાવનું નામ નિશાન નહોતું.

ઉપહારની અવગણનાથી આપનાર ચીઢાયો. "આપની નજરમાં એ ન આવી? અન્ય ભેટો કરતાં એટલી બધી ઉતરતી છે?"

અલકાએ એના શબ્દોનો અવળો અર્થ કર્યો. કદાચ જાણી જોઇને જ તે કુદી. પોતાનું કાર્ય તેણે અધુરૂં જ રહેવા દીધું. તે કટાક્ષમાં બોલી, "તમારો અમુલ્ય ઉપહાર તમારે માટે જ રાખો. હું તેને લાયક નથી." ત્યારથી તે બગીચાની બહાર ચાલી ગઇ. પેલી પેટી થોડે દૂર ગબડી પડી.

અરવિંદ તો જ્યાં ઉભો હતો ત્યાં જ જડાઈ ગયો. આ પરિસ્થિતિને ઉકેલવા તે તદ્દન અશક્ત જણાયો.

કેટલીય વાર તે એમ એમ ને ઉભો રહ્યો. સાન ભાન ભૂલી ગયો. કોઇના પગરવથી તે ઝબકી ઉઠયો. અલકા જમીન પર નમી સંભાળથી સુવર્ણાલંકારોવીણી રહી હતી. બધું લઈ તે એની પાસે આવી. અરવિંદના હાથમાં મૂકી તેણે માથું જરા નીચું નમાવ્યું, "આને અંદર મૂકી દો."

હાસ્ય ને રૂદનના સપાટા ખમતાં બે નાવ એક જ બંદર તરફ હંકારાઈ રહ્યાં. ઓચીંતુ એમાંનું એક ખરાબે ચઢયું. કાળના કરાળ મુખમાં અદૃશ્ય થયું. થોડા કલાકની જ બિમારી ભોગવી અલકાએ આલોકને પ્રણામ કર્યા.

થોડોક ક્ષણ તો અરવિંદ આ માની પણ શકયો નહિ. ચકિત નયને તે આભો બની ગયો. બાલ્યનો એકનો એક સહચર હૃદય ચીરતા વિષાદના વિલાપ વચ્ચે ઘરની બહાર ગયો. છેલ્લો શ્વાસ મૂકતાં અલકાએ એકાએક એનો હાથ પકડયો હતો. "હું ફરી આવીશ. તારા વિના મારાથી નહિ રહેવાય"—આનો જ અરવિંદ વિચાર કરી રહ્યો.

અલકાની માતા પણ અરવિંદની ફોઈ સાથે કાશી ધામે સિધાવી. વિશાળ શાંત મહાલયમાં બિહારી ને અરવિંદ એકલા જ રહ્યા.

થોડાક દિવસો વીતી ગયા. બિહારીએ અરવિંદને પૂછયું, "હ તું શું કરવા ધારે છે ?"

પુત્રે શું કરવું તે અત્યાર સુધી બિહારી જાતે જ નક્કી કરતો. પરંતુ અચાનક એને ખબર પડી કે તેની શક્તિ કરતાં ય એક અજબ બલવાહી શક્તિ હતી. તેથી જ તેણે ઉપરનો પ્રશ્ન પૂછવાનું યોગ્ય ધાર્યું.

દૂર દૂર તાપથી તરડાયલા સૂકા સૃષ્ટિ સૌંદર્ય પર નજર નાંખતો અરવિંદ બારીમાં મીટ માંડયા સિવાય બેસી રહ્યો. ગ્રીષ્મની પ્રખર ગરમી મનુષ્યોને અકળાવતી. "હું તમારો ધંધો ખિલવીશ."

બિહારી તાજુબ થયો, "મારૂં કામ ઉપાડી લેવું છે ?"

અરવિંદે માથું નમાવી હા કહી.

"પણ એ વિચાર શાથી આવ્યો ? વિદ્યાલયનો અભ્યાસ પૂરો નથી કરવો ?

"મારે પૈસાની જરૂર છે. હું ભણ્યા જ કરૂં તો મારે માટે માત્ર પંતુજીનો ધંધો જ ઉઘાડો રહે."

"તારે પૈસાની શી પડી છે ? તું કાંઈ બહુ ખર્ચાળ નથી."

અરવિંદ શાંત બેઠો. "અલકા બીજે જન્મે કોઇ રાજાને ત્યાં જન્મે તો તેના કુળ પ્રમાણે તેને રાખવા મારે પૂરતા પૈસા કમાવા જોઇએ ને ? હું એને ગરીબાઈમાં રીબાવા ન દઉં."

બિહારી જોઇ જ રહ્યો. અંતે તે સમજ્યો. જીવનમાં પહેલી જ વાર અરવિંદે પોતાના પિતાને ધ્રુસકે ધ્રુસકે રડતા જોયા.

૨

શહેરના એક જાણીતા રાજમાર્ગ પર એક વિશાળ મહાલય શોભી રહ્યું હતું. એને સુંદર ને ભપકાદાર બનાવનાર તમામ સામગ્રી એમાં સંગ્રહવામાં આવી હતી. માત્ર રહેનારની જ ખોટ હતી. આ રાજસી ભુવનનો ઉપભોગ કરનાર ગૃહપતિ એકલો જ નજરે પડતો. નોકરોનું તો મોટું લશ્કર હતું. મકાનની અંદર તો ગૃહપતિ માત્ર થોડા કલાક જ રહેતો. દ્રવ્યોપાર્જન માટે ઘણો ખરો સમય એ શહેરમાં ભટકતો. એનો ધન ભંડાર વિપુલ હતો. લક્ષ્મી અખૂટ હતી. છેક સંધ્યા કાળે તે પાછો ફરતો. આખાય નિવાસસ્થાનમાં તે એક વાર આંટો મારી આવતો. સુધારા વધારા માટે ખૂણે ખૂણો તપાસતો. નોકર ચાકરની ખોટ જણાતાં વેંત તે પૂરતો. બધું પતી ગયા બાદ તે બીજા માળ પર આવેલી એક નાનકડી ઓરડીમાં જતો. જરા વાર વિરામ લેવા પડતો. આ નાની ઓરડી તદ્દન ખાલી જ હતી. તેમાં વિજળીના દીવા નહોતા કે પોલાદના પંખા નહોતા. રાચરચીલામાં પણ કશું જ નહોતું. એ ઓરડીનો એકલો શ્રૃંગાર એક ચિત્ર દિવાલ પર લટકતું. પંદર વર્ષની એક સુંદર બાલિકાની એ પ્રતિકૃતિ હતી.

એ ઘર ધણીનું નામ અરવિંદ. લમણાના વાળ પળિયાંમાં પરિવર્તન પામતા જણાતા. સ્વપ્ન તંદ્રામાં એક વાર ઢળેલી રહેતી આંખો હવે બાજ સમી ચમકતી. તે પૂરો વ્યવહાર કુશળ બની ગયો હતો. એનું નિવાસ સ્થાન, એની અસંખ્ય ગાડીઓ, એની બેંકની ચોપડી—સર્વ એના જીવનની સંપૂર્ણ સફળતાની અપ્રશ્નનીય સાખ પૂરતાં. મનુષ્ય માત્ર સાથે એ થોડું કામ પાડતો. ધાર્યું જ કોઈને મળતો. અતિ કિંમતી રાચરચીલું કે અતિ મુલ્યવાન ચિત્ર બજારમાં આવ્યું હોય તો તેના વિક્રયસ્થાને અરવિંદની ગાડી પ્રથમ જ ઉપસ્થિત થતી. જવાહીર પણ એ ખાસ સંગ્રહતો એવી યે ગપ ઉડતી.

ધંધાની રૂએ અનેક મનુષ્યોના પરિચયમાં તે આવ્યો હતો.

અસંખ્ય નિમંત્રણ પત્રિકાઓમાંથી કેટલીકને તો તેને માન આપવું જ પડતું બનતાં સુધી તો તે અસ્વીકાર જ કરતો. કદાચ જતો તો ય મનુષ્ય સંગતિથી તે જલદી છૂટા પડવા મથતો.

સામાન્ય નિયમ પેઠે આને પણ કેટલાક અપવાદો હતા. કોઇ પરિચિત વ્યક્તિને ત્યાં કદી પુત્રીનો જન્મ થતો તો તે વણનોતર્યો ત્યાં દોડી જતો. બાલિકાને રમાડી એના નાજુક હાથ સોનામહોરોથી ભરતો. સ્વભાવની એકતા સિદ્ધ કરવાનો આ સારો માર્ગ હતો એમ લોકો કહેતા. છોકરીનાં માબાપોને સાધારણ રીતે સાંત્વનના શબ્દો જ સાંભળવાના હોય. અરવિંદ તરફથી તેમને અભિનંદન મળતાં. પરિચિત નારીવૃંદ તેની આ વિચિત્રતાની દયા ખાતું. લગ્નથી સર્વ સારાં વાનાં થશે એમ સહુ કોઇ સૂચવતું.

શુન્યકાર ભરી સંધ્યા હતી. આકાશ વાદળથી ધન ઘોર છવાયું હતું. સમસ્ત સૃષ્ટિમાં આનંદની રેખા યે નહોતી ચમકતી. નિત્ય નિયમ કરતાં અરવિંદ આજ વહેલો ઘર તરફ આવતો રહ્યો. કેટલાક દિવસથી એની તબીયત ઠીક નહોતી. એને સખત શરદી થઇ હતી. ધોધમાર વરસાદમાં બે દિવસ સુધી તે એક ભિખારીની કન્યા પાછળ શેરીએ શેરીએ આથડયો હતો. આમ તે ઘણી યે વાર આથડતો. પરિણામ શૂન્ય જ આવતું. એના આવા ધૂની સ્વભાવથી કેટલાં ય મનુષ્યો ન્યાલ થઈ જતાં.

ઘેર આવી આજે તે નિત્ય નિયમનું ચક્કર મારવા ન નીકળ્યો. શયન ભુવનમાં ગયો. દ્વાર બંધ કર્યું. થાકયો પાકયો મુંઝાતો બેઠો. થોડી ક્ષણ પછી તેણે ઉંચે જોયું. દિવાલના ચિત્ર તરફ તે ટગર ટગર તાકી રહ્યો, 'તું કયાં છે ? મને કેમ નથી જણાતી ? એકાદ નિશાની તો આપ. હું તારી શોધ કરૂં. તને કયાં મળું ? વહાલી ! "

એક પરિજન ધીમે પગલે એની ઓરડી આગળ આવ્યો. દ્વાર બંધ જોઇ બોલાવવાની હિંમત કર્યા વિના જ પાછો ગયો. એ રાત્રે અરવિંદે વાળુ કર્યું નહિ.

બીજે પ્રભાતે દાક્તરને બોલાવવામાં આવ્યો. તેણે લક્ષ્મીવંત જનોની વિચિત્ર ટેવો પર એક સખત ભાષણ આપ્યું. અરવિંદને એની નાનકડી ઓરડીમાંથી એક સુશોભિત ખંડમાં સુવાડયો. દવા લખી આપી. એક જ કલાકમાં એક સુશિક્ષિત આયા ત્યાં હાજર થઈ. અરવિંદની બિમારીનો સીનો થોડી વારમાં જ એક શ્રીમંતને છાજે એમ પલટાઈ ગયો. એને માટે દિલ બાળનાર સંબંધીઓ નહોતા. પરંતુ મિત્રો ને પરિચિત જનો ખબર પૂછવા ઉભરાવા લાગ્યા. ભાવિક જનોની સરભરા ખાતર જ એક નોકરને આખો દિવસ રોકાઈ રહેવું પડતું. કેટલાક તો અધીરા જણાતા. દરદીની માહિતી મેળવવા છેક દાક્તર કને અડી જતા. અનેક પ્રશ્નો પૂછી એમનો જીવ ખાતા. "કાંઇ ચોક્કસ કહેવાય નહિ." દરેકને દાકતરનો એક જ જવાબ હતો, "અશક્તિ ઘણી જ આવી ગઇ છે. કદાચ ઘણા દિવસ પથારી સેવવી પડે. પુરી વિશ્રાંતિની એમને ખાસ જરૂર છે." આમ તરેહ વાર જવાબ આપી સર્વને વિદાય કરવામાં આવતા.

માંદગીની શરૂઆતમાં અરવિંદ બેભાન જ પડયો રહેતો. એને કયાં રાખવામાં આવ્યો છે? કોણ ચાકરી કરે છે?–એ કશાનું એને ભાન નહોતું. પરંતુ ભાન આવતાં એ બખી ય પીડા કરવા લાગ્યો. સાવધ થતાં એ ઘડી ઘડીમાં ચીઢાઇ જતો. એની પ્રશ્ન પરંપરાએ પરિજનો લગભગ ગાંડા થઇ જતા. "આ ઓરડીમાં કેમ લાવ્યા? કોની પરવાનગીથી આયાને રોકી? બધા નોકરો કયાં મરી ગયા?" એક નાનકડા ભાષણથી દાક્તર બધા ય પ્રશ્નોના જવાબ આપી દેતો. એક બે દિવસ વળી એ શાંત પડી રહ્યો. ઓચીંતું એક નવું જ ભૂત ભરાયું. યુરેઝીઅન આયાને હાથે દવા કે ખાવાનું લેવાની એણે સાફ ના પાડી. "ફાવે તો હિંદુ આયા લાવો નહિ તો નોકરો જ મારી સંભાળ રાખશે." દાક્તરને તાબડતોબ બોલાવવામાં આવ્યો. નવી આયા મોકલવાનો પ્રબંધ કરવા એણે વચન આપ્યું ત્યારે જ બધાંનો છૂટકો થયો.

સંધ્યા સમયે અરવિંદ જરા શ્વાન નિદ્રામાં પડયો હતો. ટ્રામના અવાજથી એ ઝબકી ઉઠયો. એની નિદ્રામાં ભંગ પડયો. દુઃખતા કપાળ પર એક નાજુક હાથ ફરતો હતો. એના વાળ પસવારવામાં આવતા હતા. સંધ્યાની છાયાને લીધે ખંડમાં અંધકાર છવાયો હતો એટલે શય્યાને ઓશિકે બેઠેલી એક શ્વેત વસ્ત્ર ધારિણી વ્યક્તિને તે આછી આછી જોઈ શકતો. "તું નવી આયા કે ?" તેણે પૂછયું.

મંદ પણ મધુર સ્વરે આયાએ જવાબ વાળ્યો, "જી."

દવા પીતાં કે ખાવાનું ખાતાં તે રાત્રે અરવિંદે જરાય તોફાન કર્યું નહિ. રડતા બાળકને રમકડું મળતાં જેમ શાંત બને તેમ તે શાંત ને ગંભીર બની ગયો. પરંતુ ખાઈ રહેતાં જ તે બૂમ મારી ઉઠયો. "દીવા કેમ નથી સળગાવતી ? મને અંધારૂં જરાય નથી ગમતું."

કોઈ પણ ઇલાજે દર્દીને શાંત રાખવાનો આયાને હુકમ હતો. ચાંપ દાબી એણે દીપકો પ્રગટાવ્યા. શય્યાને ઓશિકે તે બેસવા જતી હતી ત્યાં દર્દી ફરી તડૂકયો, "આમ આવ. મારી આગળ ઉભી રહે. મારે તને જોવી છે."

આજ્ઞાધારક આયા આગળ આવી. તેને બરાબર નિહાળવા અરવિંદે મસ્તક ઉચકયું. તે એક કૂમળી કન્યકા હતી. સુંદર ને નાજુક. એના ખીલતા મુખારવિંદ પર વિષાદ છાયા છવાયલી હતી. ક્ષણ ભર નિરીક્ષણ કરી અરવિંદ બોલ્યો, 'બેસ.'

આયા પોતાને સ્થાને ગઈ એટલે અરવિંદે પ્રશ્ન કર્યો, "તારૂં નામ શું ?"

"લતા." બાલાએ જવાબ વાળ્યો.

નવી આયાએ દર્દી પર સહેલાઇથી વિજય મેળવ્યો. એના સ્વભાવમાં સારો ફરક પડયો. હવે એ પ્યાલા પછાડતો નહિ. બરાડા પાડતો નહિ. ચાલુ નોકરોનો છૂટકો થયો. ધનિક દરદીની ચાલુ ફરિયાદો જતાં દાકતરને ય નિરાંત વળી. ભયંકર શૂળ કે સણકા ચાલુ થતાં પણ જો

લતા આવી તેના કપાળ પર પોતાનો કોમળ હસ્ત ફેરવતી તો તે શાંત પડી રહેતો. એ કિશોરીએ એક ક્ષણ પણ તેનાથી દૂર થવું ન જોઇએ. બિચારી લતા! માંદગીના બિછાના આગળ જ એને ખાવું પડતું. એના ધૈર્યથી સર્વ અજાયબ થતા. અનંત પરિશ્રમથી કે દર્દીની ધૂનથી તે કદી યે અકળાતી નહિ.

અરવિંદની બીમારીની વાત સાંભળી તેની ફોઇ પણ ત્યાં આવી પહોંચ્યાં. કૃતઘ્ની અરવિંદ એમને જોવાની જ ના પાડતો. આથી એ વૃદ્ધ બાઇ માનીતી આયા પર રીસે ભરાતાં. પોતાની જગ્યા એ કમજાત છોકરી લે જ કેમ? એને પોતાનું યોગ્ય સ્થાન સમજાવવા તે આતુર થઇ રહ્યાં. ઇર્ષાગ્નિથી પ્રજળતાં લાગ શોધતાં. એક બપોરે અરવિંદ નિદ્રામાં પડયો હતો એટલે બહાર આવવા તેમણે આયાને હુકમ કર્યો.

કંઇ કહે ત્યાર પહેલાં તો ક્રોધથી કંપતો અવાજ આવ્યો, "લતા!"

લતા ચમકી. ખંડમાં દોડી. શય્યા પાસે જતાં જ અરવિંદે તેનો હાથ પકડી લીધો. છેક છાતી સુધી દબાવી દીધી. એમ ને એમ પકડી રાખી તેણે ગુસ્સામાં જ પૂછ્યું, "બહાર શું કરતી હતી?"

"તમારાં ફોઇબાએ મને બોલાવી હતી," થથરતી બાલાએ જવાબ વાળ્યો.

"ને પેલો દાકતર સવારે શું કહેતો હતો?" જરા મોટે સાદે અરવિંદે પ્રશ્ન કર્યો.

લતાને જવાબ દીધા વિના છૂટકો જ નહોતો, "દાક્તર મને જરા આરામ લેવાનું કહેતા હતા."

"એટલે? એ બધાં ભેગાં થઇ તને મારાથી દૂર કરવા માગે છે એમ?" અરવિંદ ગાજી ઉઠયો, "હું તને નહિ જવા દઉં. બળીને ખાખ થઇશ તો પણ હું તને નહિ જવા દઉં."

બિચારી લતા એને શું કહે! અરવિંદે તેને હચમચાવી પુછ્યું, "સાંભળ્યું કે? તારે નથી જવાનું."

અરવિંદની બાથમાંથી લતા ધીમે રહી છૂટી. પોતાને સ્થાને જઈ બબડી, "ના. હું નહિ જાઉં. તમે કહેશો ત્યાં સુધી નહિ જાઉં." પોતાનો નાજુક કર તેના કપાળે ફેરવવા લાગી. ધીમે ધીમે અરવિંદ શાંત પડયો. આયાની આંખમાંથી વહેતાં આંસુ તે જોઇ શકયો નહિ.

હવે પછી દાક્તરની આજ્ઞા કે ફૈબાનાં મહેણાં લતાને જરૂરી આરામ લેવાની ફરજ પાડી શકયાં નહિ. બીજી આયાને એ સ્થાન લેવા તેણે પણ સાફ ના પાડી.

કેટલાક દિવસ પસાર થયા. અરવિંદની તબીયત સુધારા પર હતી. એકાએક અણધાર્યું પરિવર્તન થયું. તેણે બોલવાનું બંધ કર્યું. લતાને પણ બોલાવતો નહિ. મૂર્છિત મનુષ્ય પેઠે તે પડી રહેતો. અવાર નવાર માત્ર નેત્ર ઉઘાડતો. ભયંકર રીતે લતા સામું તાકી રહેતો.

એક દિવસ તે પથારી પર ઓચીંતો બેઠો થઇ ગયો. લતાને બોલાવી. તુરત જ એ દોડી આવી. "ઉપર જા. મારી ઓરડીમાં એક ચિત્ર છે તે અહીં ઉપાડી લાવ."

એક ચિંતા ભરી નજર નાંખી લતા ઉપર દોડી. પરિચારકોની મદદથી તેણે પેલી ઓરડી શોધી કાઢી. પેલી પ્રતિકૃતિ લઇ તે નીચે આવી. અરવિંદની પથારી નજીક ખુરસી પર મૂકી "આ લાવી." અરવિંદે ચોતરફ જોયું. ચિત્ર હાથમાં લીધું. એકી ટશે તે જોઇ રહ્યો. પછી તેને નીચે નાંખી દીધું. આતુરતાથી તેણે લતાને પૂછ્યું, "તને યાદ આવે છે?"

"ના" લતાએ ટુંકમાં પતાવ્યું. અરવિંદે હાથ લંબાવી તે બાલાને પોતાની પાસે ખેંચી. એનું વદન બે હાથથી દાબી તેણે ફરી પૂછ્યું, "તો હું યાદ આવું છું? બરાબર જો. આ પળિયાં ભૂલી જા. આ મોઢું ભયંકર મેં ભૂલી જા. મારી હાલની ઉંમરમાંથી લગભગ વીસ વ

બાદ કરી નાંખ. પછી કહે. મને તું ઓળખી શકે છે? બોલ. તું મને પિછાને છે ? ”

“ના” અશ્રુથી રૂંધાયેલા અવાજે લતાએ કહ્યું.

અરવિંદે ગાંડાની પેઠે તેને ધક્કો માર્યો, “ત્યારે તું કોણ છે ? દગાખોર ! મૃગજળ પુંઠે મને શીદ રઝળાવ્યો ? જા. મારી દૃષ્ટિથી દૂર થા ! ”

મહા પરાણે લતા લથડિયાં ખાતી ખાતી ખંડની બહાર ગઇ.

દર્દીના આવાસમાં એ ફરી જણાઇ નહિ. દાક્તરને ઝટપટ બોલાવવામાં આવ્યા. બિહારીને જોઇ બહાર આવતાં જ ફોઈબા માર્ગ રોકી પૂછવા લાગ્યાં, “એને કેમ છે ? ”

“વધારે આશા નથી.” દાકતરે કહ્યું, “છતાં ય શું કરવું તેની હું ગોઠવણ કરતો જાઉં છું. બીજી નવી આયાને હમણાં જ મોકલું છું. આવા દર્દી સાથે કેમ કામ લેવું તે એ સારી રીતે જાણે છે. ”

લતા જવા તૈયાર થઈ. બારણા આગળ ગાડીની વાટ જોતી ઉભી. રૂદનથી એનાં નયન લાલચોળ થઇ ગયાં હતાં. એના છૂટા વાળ મસ્તક પર વિખરાઇ ગયા હતા. દાકતરે તેને દિલાસો આપવા પ્રયત્ન કર્યો. “ માંદા માણસો તો બાળક જેવા. એ કાંઈ કહે કે કરે તે પર ધ્યાન ન આપવું જોઇએ.”

એટલામાં દર્દીના ખંડમાંથી એક નોકર દોડતો આવ્યો. અરવિંદ જરા તરા ભાનમાં આવ્યો હતો. શાંત દેખાતો. સાવધ થયો હતો. લતા આવી કે એક થેલી તેની સામે ધરી. “લે.”

“ દાકતરે મને પગાર આપ્યો છે. ”

ક્ષુધાતુર નયને એક પળ ભર અરવિંદ તેના સામું જોઇ રહ્યો. પછી તેણે મોઢું ફેરવી લીધું,“ ભલે. તેમ છતાં પણ લે. સામાન્ય આયા કરતાં તેં મારે કાજે વધારે પરિશ્રમ લીધો છે. એનો બદલો મળવો જ જોઇએ. લે. આની અંદર એક હજાર રૂપિયા છે.”

આ વેણુ સાંભળતાં જ લતાની આંખો ચમકી. "મારા શ્રમનું આ ફળ? આપનું દ્રવ્ય આપની પાસે જ રાખો." તેણે લગભગ ચીસ પાડી. થેલી જમીન પર પછાડી તે ખંડ બહાર દોડી.

અરવિંદ કુદ્યો. આ લતા હતી? આ ચમકતી આંખો? આ સ્વર? એ લતાનાં હતાં? સર્વ વિચિત્ર રીતે પુર્વ પરિચિત લાગ્યાં. ને આ દશ્ય? શાનું સ્મરણ કરાવી રહ્યું હતું? એકાએક બીજું માનસિક ચિત્રપટ ખડું થયું: કુમળા છોડથી ઉભરાતો એક બાગ હતો. હરિયાળી ભૂમિ નીલવર્ણી બની હતી. એક બાળક ને એક રોષ ભરી બાલિકા સામસામાં ઉભાં હતાં.

તે પથારી પરથી નીચે કુદ્યો. દાદર તરફ દોડયો. "અલકા! અલકા! મેં તને ઓળખી છે." એણે જોરથી રાડ નાંખી, "પાછી આવ! મારી કને પાછી આવ!"

જવાબ મળ્યો નહિ.

તે નીચે ઉતરવા લાગ્યો. અર્ધે ગર્યો ને ચકકર આવ્યા. મૂર્છા આવી. તેણે કઠેરો પકડયો. ખોખરા સ્વરે તે ફરી ગાજ્યો.

"અલકા!"

બીજી જ ક્ષણે તે ઢગલો થઈ દાદર નીચે ગબડી પડયો.

* * *

પ્રથમ પેઠે જ એ વિશાળ ભુવન રાજમાર્ગ પર ઉભું છે. સર્વ સ્થળે નવીન વ્યકિતઓ નજરે આવે છે. ત્યાં વસનારની ખોટ નથી. ગૃહપતિની માંદગીમાં સર્વ સગાં સંબધી ત્યાં આવી પહોંચ્યાં હતાં. સમસ્ત મહાલયનું દશ્ય જ પલટાઈ ગયું હતું.

માત્ર બીજા માળની પેલી નાની ઓરડી હજી યે ત્યાં જ છે. બહારની દુનિયા એનું અસ્તિત્વ કયારનું ય ભૂલી ગઇ છે.

૧

મહાલક્ષ્મી સૌંદર્યે સાક્ષાત લક્ષ્મી. કુલિન કુલની, શાખ વાળા શ્રીમંત કુટુંબની. સૃજનજૂની વિધાત્રીનો ચંચલ અંગુલિ સ્પર્શ એને પણ થયા વિના ન રહ્યો; એનું જીવન વેડફાઇ ગયું: ક્રૂરતાથી જાણીતું થયું.

મહાલક્ષ્મી ને રજની એક જ મહોલ્લાનાં. એક જ દિવસે પૃથ્વી પર પ્રગટેલાં. પ્રાતઃકાલે સવિતાના આછા ઉજાસે એ રક્ત રંગી મહાલયના શયન મંદિરે ગૃહદેવીને જનની પદના જાદુઇ દંડથી સ્પર્શવા મહાલક્ષ્મી સંસારમાં અવતરી; મનુષ્ય પ્રેમની ચિનગારી કરતાં એ વિજળીની ચમકાર મંજરી લાગી. ભાડૂતી આયાની ધંધાદારી સંભાળમાં, જવાહીરથી ઝમકતી જનનીના નૈસર્ગિક વાત્સલ્યમાં, મહાલક્ષ્મીનું કૌમાર કુસુમ ખીલી રહ્યું.

રવિકરના સંધ્યા સૂચક રશ્મિ સ્પર્શથી અંબરપટનો ઘેરો રક્ત રંગી શરમ શેરડો આછેરો થયો. સૃષ્ટિમાં શ્યામતા છવાઈ. એ જ ક્ષણે, એ જ રાતા મહાલયની પછીતે, માટીના ઝુંપડામાં ચીંથરેહાલ દશામાં રવિંદ્રની ચોથી પુત્રી રજનીનો જન્મ થયો. એની માતાને શૃંગારમાં માત્ર એક જ સુવર્ણ કંકણની જોડ હતી ને તે ય વીસ વર્ષની જૂની. ગરીબ આંગણે ચોથી પુત્રીના જન્મોત્સવે દાસીઓ ને આયાઓની કેટલી યે ધમાલ હોય ? ને એ નવ કુસુમ સૌંદર્ય કલિકા ન હોય તો ! ! !— એ પ્રશ્નો અનુત્તર જ સારા.

રજની યે જીવવાની હતી. રસોડામાં ઘરણીએ આળોટતી. વિધવા બહેન યમૂનાના ઉછંગે ઝૂલતી. ચીંથરાની ગોદડી પર રૂદનનાં પરાક્રમો આરંભતી. એની વહાલસોયી માતા વારંવાર ખબર કાઢતીઃ એને અંગે પ્રસ્વેદનાં પાણી છૂટતાં હોય, શરીરે અટામણ ઉડેલું હોય, રજનીને જરા હાથમાં લે, કુમળા કંઠે થોડુંક દુધ ઉતારે; પાછી રાંધવા પેસે. સંધ્યા કાળે તો માતા કે બહેન કોઇએ એની સંભાળ લઇ શકે નહિ. બિચારાંને નવરાસ જ ન મળે. સંધ્યાના શમતા ઉજાસમાં એ બાલિકા નિદ્રા દેવીને નિવારતી; માતાના મધુરા આલિંગનનો મીઠો કંપ અનુભવવા ઇચ્છતી; વહાલ ભર્યા સ્પર્શથી ચૂમી લેતા અધર દ્વયે ઝરતાં હાલરડાં સાંભળવા ઝંખતી—પણ એવાં સદ્‌ભાગ્ય કયાં ? સ્વપ્નભૂમિમાં મૂકવા કામિની અવાર નવાર માતાનું સ્થાન લેતી. અસંતુષ્ટ રજની તો હોઠ ફુલાવતી; ક્રોધ ને નિરાશાથી બરાડતી; નાજુક સુંવાળા પગે કામિનીને પાછી ધકેલતી; ભૂમિ પર આળોટી સાંત્વન શોધવા પ્રયત્ન કરતી. કામિની તેને હેત ભર્યે હૈયે ચાંપતી; એના બાલ વદનને પોતાના મુખારવિંદ સાથે દબાવતી; કાલાં ઘેલાં અધુરાં હાલરડાં ગાતી; રીસાયલી પ્રણયિનીના અંતરમાં પિયુ પધરામણીની વિનોદ છાયા પ્રસરાવતી.

મહાલક્ષ્મીએ પૃથ્વી પર પગ મૂકયો ત્યારે હીરાની અણીઓ પણ એને ખૂંચતી. એને સંભાળવા દાસીઓની દોડધામ થતી. ચાર

વર્ષના ગાળામાં ચાર કલાક પણ વસુંધરા દેવીને એણે ચરણ સ્પર્શ કરવા તક આપી નહોતી. સમાન સ્થિતિનો વર મળ્યે એ વધુ ભાગ્યવાન ન લેખાત. સ્વાભાવિક સાંપડયું એમ કહેવાત. વિધાતાને પણ માન ન મળતઃ કશો ય ચમત્કાર મનાત નહિ. તેથી જ કદાચ રજનીને સાધન બનાવી વિધાત્રીએ કીર્તિ મેળવવા પ્રયાસ આદર્યો હશે! જાદુઇ શક્તિઓથી સર્વ દેશીય માન્યતા વધારવા ભૂતકાળનાં અનેક કાર્યો કરતાં વર્તમાનનું એક જ કાર્ય ચઢી જશે એમ તે નક્કી માનતી હશે.

મહાલક્ષ્મી ને રજની સર્વદા સાથે જ ગામ ગુંદતાં. ઝળહળતી જ્યોતિર્મયી પળોમાં રાત્રિ લજાતી શરમાતી દિવસને પોતાના શ્યામ ભેદી વાતાવરણે ઘેરવા સમીપ આવતી ત્યારની આનંદ ભાવના આ અમર યુગલ નિહાળતાં ય સ્ફુરતી. બાલ્યમાં પણ મહાલક્ષ્મીને માયાની મોહિની લાગી હતીઃ તે રજનીથી હંમેશાં આગળ જ ચાલતી; ખુમારીમાં મસ્તક પાછળ નાંખતી; રૂપેરી ઝાંઝરના ઝમકારથી આગમન સૂચવતી. રજની સખીનાં પાછળ રહેતી; લાવણ્યમયી સહચરીની સોડમાં છૂપાયેલું જરા શામળું વદન અન્યને બતાવતાં સદા ય શરમાતી. સંધ્યાએ સંધ્યાએ તેઓ સુવર્ણા ચંપકના હાર બનાવતાં. ફૂલ વીણવાનું કામ તો મહાલક્ષ્મીનું જ. કલાનું પ્રદર્શન કરવું ને પોતાનાં વખાણ સાંભળવાં એને બહુ જ ગમે. હારના મૃદુ સ્પર્શે ને એની મીઠી સુગંધમાં જ રજની પારિતોષિક મળ્યું માનતી. કામિની કદીક રજનીની વેણી ગૂંથવા કરતી તો મહાલક્ષ્મી કહેતી, "રજનીની વેણી ગૂંથ. આપણે તો બા છૂટા વાળ જ સારા." "બહુ સૌંદર્ય પ્રદર્શન ભય ભરેલું." કામિની ઉત્તર દેતી, "લોકો ઉપાડી જાય." "એવાને પ્રસાદી આપવા મારા સેવકો કયાં મરી ગયા છે?" મહાલક્ષ્મી તુરત જ બોલી ઉઠતી. "હા! બાઇ! હા. પણ અમે તો ગરીબ રહ્યાં. અમે સેવકો કયાંથી લાવીએ? રજનિ! જાતે જ અંબોડો વાળી લે." કામિની પતાવવા જતી પરંતુ

મહાલક્ષ્મી એમ છોડે તેમ નહોતી, "અરે! પણ એવી બીક જ નથી ને? રજની તો એવી કદરૂપી છે કે એના સામું જ કોઇ ન જુએ."

લક્ષ્મીને રજની વિના એક ઘડી પણ ગોઠતું નહિ. છતાં ય વાતે વાતે એને મહેણાં માર્યા વિના ચાલતું નહિ. પોતે શ્રીમંત પિતાની સુંદર પુત્રી છે એવું એને ગુમાન હતું. બીચારી રજની સાદી ને ગરીબ હતી એ જાણીને જ લક્ષ્મીને સંતોષ ન થતો. જુદી પડતી રેખાઓ રજનીને ન ગણાવે તો એને ચેન જ ન પડે. નવો પોષાક કે અલંકાર મળતાં જ તે રજની પાસે દોડી જતી. રજની એ વખાણતી. "ઘણાં જ સરસ છે. લક્ષ્મી! તું તો મહારાણી જેવી લાગે છે!" પરંતુ આવાં આછાં માનથી મહાલક્ષ્મીનું સ્વાભિમાન સંતોષાતું નહિ. રજની પરાજય કબુલે તો જ તેને નિરાંત વળે. તે વિજયાનંદમાં મસ્ત બનવા ચહાતી. "હા! હું મહારાણી જ છું." તે ઉમેરતી, "રજનિ! તારી પાસે આવાં રેશમી વસ્ત્રો છે? આવું કંકણ તેં કદી જોયું છે?"

બાલક પાસે પરાજય કબુલાવવો એ કપરૂં કાર્ય છે. "અત્યારે મને એની જરૂર નથી," રજની સીધો જવાબ ન વાળતાં કહેતી. "હું મોટી થઇશ ત્યારે બધું ય મળી રહેશે."

દુઃખથી ડામવા લક્ષ્મી આગળ ભરડતી, "આ સાડીની કીંમત તું શું ધારે છે?" "દશ રૂપિયા" લક્ષ્મી કલ્પનાના ઘોડા દોડાવી બોલતી. "ઓય મા!" લક્ષ્મી હસવામાં ભાન ભૂલતી ને ગાજતી, "કેટલું અજ્ઞાન! દશ રૂપિયામાં તે બનારસી સાડી આવતી હશે?" એની સખી એથી શરમાઇ જતી. "ભલે. મને એવી ગમ ન પડે." તે મોં મરોડી જવાબ વાળતી, "હું કયાં એવી ચીજો લેવા જાઉં છું?" આટલે સુધી વાત આવે ત્યારે જ લક્ષ્મીને નિરાંત વળતી. "હવે કહ્યું તે ખરૂં." ગર્વથી મસ્તક ઉંચકી તે કહેતી, "આની કીંમત તું કેવી રીતે કળી શકે ? તું તો કેટલી યે ગરીબ છે." આથી રજની માનભંગ થઇ

ચાલી જતી. લક્ષ્મી એને શોધતાં શોધતાં થાકીને લોથ થઇ જતી. એ જડતી ત્યારે વિવિધ વાતે એને મનાવતાં દમ નીકળતોઃ સહચારને સામાન્ય ભાવે રંગતાં કલહનો અંત આવતો.

પોતાની આર્થિક સ્થિતિ સારી છે એ સારી રીતે સમજી લક્ષ્મી રજનીને અવનવા ઉપહાર આપી પીડવામાં વારંવાર આનંદતી. વાત્સલ્ય ભર્યા આશીર્વચનો પ્રભુ ઘરબાર વિનાનાં રઝળતાં ભિખારી પર વર્ષાવે ત્યારના ગરીબ ઉરના ભાવ રજનીને આ ઉપહાર સ્વીકારતાં અકળાવતા. રમકડાંની રંગભૂમિમાં નકામાં પડેલાં પુતળાં રજનીને લક્ષ્મી પાસેથી મળતાં. પહેલાં તો રજની આવી ભેટ સોગાદોથી રાજી રાજી થઇ જતી. પરંતુ એક દિવસે એની મોટી બહેને એને આપવા લેવાનો વ્યવહાર સમજાવ્યો ત્યારથી સખી પાસેથી રમકડાં લેવાનું બંધ થયું. ભેટ સ્વીકારતાં એનો જીવ ન ચાલતો. પોતાની ચીંથરાંની ઢીંગલીઓ લક્ષ્મીને આપી તે દેવું વાળવા પ્રયત્ન કરતી. છતાં ય લક્ષ્મી તો સુંદર રમકડાં એને પરાણે વળગાડતી. એના પ્રમાણમાં પોતાના ઉપહાર કેવા તુચ્છ છે એ વિચાર રજનીના બાલ હૃદયને શરમથી કચરી નાંખતા.

એક દિવસ વિજેતા ને પરાજિતામાં ચમત્કારિક ફેર પડયો. બન્ને બહેનપણીઓ વિવિધ વાર્તાલાપ કરી રહી હતી. સુવર્ણી જ્યોત્સનાથી ઉપવન ઉભરાયું—યુવા સ્વપ્નનું સ્વર વિહોણું. વાતાવરણમાં સંગીતનાં તાન લલકારતી એક એક ચર્ચા લક્ષ્મીના કોઈ અવનવા ગુણનું અસ્તિત્વ પૂરવાર કરતી. એવામાં સખી મંડળમાં એક પ્રશ્ન ઉપસ્થિત થયો, "એ સ્થાનની સુંદરી કોણ ?" રજનીએ નામ ગણાવવા માંડયાં. લક્ષ્મીનું નામ ન લેવા એણે ખાસ ચીવટ રાખી. "સુશીલા ! કમળા ! શાન્તા–" લક્ષ્મીએ ઉમેર્યું, 'ઈંદુ ! પાર્વતી—" પોતાના વ્યક્તિત્વ પ્રતિ વાત વાળવા તે પ્રયત્ન કરી રહી. લક્ષ્મીને સુંદરી કહી શકાય એ વાત રજની નહોતી જાણતી એમ નહિ છતાં ય નામાવલિમાં એ નામ ઉમેરવા પહેલાં લક્ષ્મીને અસ્વસ્થ બનાવવાનું રજનીને રૂચતું, પોતાનું નામ

સાંભળવા લક્ષ્મી આતુરતાથી મથી રહી હતી. "નંદુ કાંઇ સૌંદર્યમાં કમ છે?" રજનીએ આગળ ચલાવ્યું, "આપણા ઘરનાં બધાં નામ આવી ગયાં–નહિ?" લક્ષ્મી વચમાં જ બોલી ઉઠી, "મને તો કોઈ રહી જતું જણાતું નથી." "કેમ અલિ!"રજનીએ તુરત જ ટાપસી પુરી, "તું જાતે જ રહી ગઇ ને! તું સુંદર નથી લાગતી?" હવે જ લક્ષ્મી રાજી થઇ જણાઈ. વાત ઉડાવવા જ તે બોલી, "વાનર જેવી!" એ પર ધ્યાન ન આપતાં રજનીએ ઉમેર્યું, "ખરેખર! આપણે બુઢ્ઢી ડાકણો જેવી જ લાગીએ છીએ." લક્ષ્મી તો જાણે સંતોષના પૂરમાં જ તણાઇ ગઈ. "હવે તારા ઘરમાં કોણ સુંદર છે તેનો આપણે નિર્ણય કરીએ." ઉદારતા દર્શાવતી હોય તેમ લક્ષ્મી કહેવા લાગી. રજની જરા ખિન્ન બની, "એકલાં માતુશ્રી જ જરા તરા સુંદર લાગે છે" તે ધીમેથી બોલી. રજનીના આવા ઉત્તરથી ઉંડો ઉલ્લાસ દાબતાં લક્ષ્મી ઉંચી નીચી થઇ ગઈ. "ઓત્તારીની!" તે બુમ મારી ઉઠી. "તારી આંખો પણ કેવી છે?" અવમાન ને ક્રોધને લીધે રજનીની આંખમાં ઝળહળીઆં આવી ગયાં. "ભલે! હું છો અંધ રહી, મારી માતા ભલે કદરૂપી રહી. જાડા થવામાં જ બધું સૌંદર્ય સમાતું હશે? લાવણ્ય તો તારી માતાનું જ કેમ!"—આટલું બોલતાં બોલતાં અશ્રુ ને કોપથી એનો કંઠ રૂંધાઇ ગયો. એ રડતી રડતી ચાલી ગઇ.

હજી ય અંધારૂં હતું. સવાર થવાની વાર હતી. પરોઢમાં જ લક્ષ્મી પથારીમાં ઝબકી ઉઠી. "આજે જરૂર રજની આવશે નહિ" તેણે વિચાર્યું, "કેવી ખરાબ છોકરી? એ કેવી રીતે ઠેકાણે આવે? એવી મોટી છોકરી તે પોસ પોસ આંસુએ રડતી હશે?" રજનીના સ્વભાવ પૃથક્કરણમાં એકાએક ભંગ પડયો. પરિચિત મધુર સ્વર એને કાને પડયો. રજની બહારથી જ બોલાવી રહી હતી, "લક્ષ્મી! બહેન હજી યે ઉંઘે છે કે? બહાર આવ. બહાર આવ. કશુંક બતાવું. જરા

જલદી કર તો—બ્હેની !" એના પોકારમાં સુખનો પડછંદ હતો. આનંદી મંજુલ સુરે લક્ષ્મીના અંતરમાં પણ આનંદ ભર્યો. રજનીને મનાવવાની માથાકુટ મટી ગઇ. પરંતુ લક્ષ્મીને એ ઠીક લાગ્યું નહિ. રજનીએ તો લક્ષ્મીની પ્રિય વીણા થઇ રહેવું જોઇએ. એની ઇચ્છાનુસાર મંજુલ કે કરૂણ ધ્વનિ કાઢવા જોઇએ. લક્ષ્મીનો વિચાર થાય તો જ એણે આનંદ તરંગ ઉછળવા દેવા જોઇએ. પ્રભાતમાં ચંડોળ પેઠે રજની સ્વયં ગાય એ લક્ષ્મીના અહંભાવને ન રુચ્યું.

છતાંય તે ઉઠી. રજની હંમેશાં આવતી પરંતુ ફીક્કા વદને જ. લક્ષ્મીના જ્યોતિ ભર્યા સ્પર્શે જ તે જ્યોતિર્મયી થતી. પરંતુ આજે તો તે પોતાના જ આનંદમાં ભાગ લેવા હસતે વદને લક્ષ્મીને આમંત્રી રહી હતી. એના હાથમાં એક કુસુમ કોમળું બાલક હતું. ગુલાબનું કો મૃદુલ ફુલ ! એના હાસ્યમાં જાઇની પરાગ હતી. લક્ષ્મીને પ્રતિસ્પર્ધી પરખાયો. એની મુખાકૃતિ ચંદ્ર કિરણોને ય ઇર્ષાનો અનુભવ કરાવતી. એના કપોલ દેવોને અમૃત ઝીલવાનાં પાત્રો સમોવડા હતા. આ ભંડાર રજનીનો પોતાનો જ. રજનીના ફિક્કા વદન પર ઉલ્લાસની આછી રેખા ચમકી રહી હતી; સત્યઘટના સ્પષ્ટ કરતી, "લક્ષ્મી ! જો. આ ભાણો કેવો સુંદર છે. મારી કામિનીનો પુત્ર. કેવો વહાલો લાગે છે ? જાણે દેવ બાલ ! ! !"

લક્ષ્મીને ઘેર આથી સુંદર બાલક હતું જ નહિ. રજની સાથે હવે સ્પર્ધામાં ફવાય તેમ નહોતું. લક્ષ્મીના આનંદથી રજની હંમેશાં મૃદુ સ્મિત કરતી. પરંતુ સખીના વિનોદથી તો લક્ષ્મીનું સ્મિત સરી ગયું. પ્રશ્નો અનુત્તર રહેવાથી રજનીએ સચોટ તીર છોડ્યું, "સુશીલા, કમળા, શાન્તા, ઇન્દુ, પાર્વતી, તારી બા ને તારા કરતાં ય એ વધારે સ્વરૂપવાન નથી ?—અનુપમ નથી ?"

લક્ષ્મી હા કહી શકી નહિ. નકાર તો ભણાય જ કેમ ? રજનીએ તે બાલક લક્ષ્મીના હાથમાં મૂકવા માંડયું: ઘડી રમાડવા કહ્યું. પરંતુ

રજની પર તો લક્ષ્મી હંમેશાં વરદાન વરસાવતી; એની પાસેથી કાંઇ પણ સ્વીકારતાં એનું મન માને? "ના બા! મારો હાથ ઉતરી ગયો છે. મને બહુ જ દુઃખે છે." ટુંકામાં એમ પતાવી લક્ષ્મી તુરત જ અંદર દોડી ગઇ.

માતાના ખંડમાં પગ મૂકતાં જ તેણે પલંગે માથું અફાળ્યું. એના ગુમાનને આ પ્રથમ ફટકો કપરો લાગ્યો. છત ફાડી નાંખે એવી એણે રાડ નાંખી. ભાવનાને માર્ગ ન મળ્યો. શોકનાં અવિરત અશ્રુ વહી રહ્યાં. એના કલ્પાંતથી એની માતા પણ ગભરાઈ ગઇ, "શું થયું? શું છે?" એ પણ અર્ધી ધુંધવાઇ ગઇ. મહા પરાણે લક્ષ્મી બકી, "ચાલ, ચાલી જા! મારે તારૂં મોં પણ નથી જોવું."

"પણ બેટા! તને થયું છે શું? મારો વાંક શો?"

"તું ખુબ જાડી છે; કદરૂપી છે. એવી માતા મારે શા કામની?"

લક્ષ્મીની માતાને આ વજ્રપાત હતો. "બેટા! ગાંડું ગાંડું શું બકે છે?" લક્ષ્મી તો એના ઉત્તરથી ઉલટી ઉશ્કેરાઇ; શય્યા પર બમણા જોરથી મસ્તક પછાડયું; અકળાઇને તે ગાજી ઉઠી, "ભલે! હું છો ગાંડું બકતી. પેલી કંગાળ રજની કહી જાય તો હું કેમ ન કહું?"

બહુ બહુ કલાવ્યા પટાવ્યા પછી એ હૃદયભેદી ડુસકાં ને સર્વ દેશી તિરસ્કારનું મૂળ પ્રકાશમાં આવ્યું. "એવો સુંદર ભાણો એને કેમ નથી?" રજની પાસે જે હોય તે લક્ષ્મી પાસે હોવું જ જોઇએ. નહિ તો મર્યે જ છૂટકો. પરંતુ એનો ઉપાય શો? એ ભાણો કયાંથી લાવે? લક્ષ્મીની માતા એના નાના બાલકને લઇ આવી "ભાણાનું તારે શું કામ છે? જોને? તારે પણ કેવો સુંદર ભાઈ છે?" "મારે ભાઇ બાઇનું કામ નથી." લક્ષ્મી નખશિખ સળગી ઉઠી, "બધાં ય જાડાં જાડાં ભમ. નાંખી દે જમીન પર." બિચારૂં ગભરૂં બાલક! એક ક્ષણમાં જ તે ધુળ ચાટતું થઇ ગયું.

ભગિની ભાવની પણ હદ ઓળંગાઇ ગઇ. બેફાટ રૂદને અવમાનની ઘોષણા થઈ રહી. લક્ષ્મીના મનમાં અભિમાન ને ઇર્ષાના છોડ સાથે ઉછર્યા હતાઃ અત્યાર સુધી ગુમાન પોષાયું હતું. ઇર્ષાને બહુ ઓથ નહોતી તેથી જ કદાચ લક્ષ્મી રજનીના દીલમાં ઇર્ષા રોપવા મથતી પરંતુ હવે તેમ કરવાની જરૂર ન રહી વર્ષોનાં વર્ષો જંજીરે જકડાયલી ઇર્ષા પ્રતિપક્ષીને ઉથલાવી પાડવા ફતેહમંદ થઇ. લક્ષ્મીના હૃદયમાં સત્તાધીશ થઇ વિરાજી રહી.

૨

બાજી પલટાઇ ગઇ. ગર્ભ શ્રીમંત જન્મતાં વસુંધરાએ વધાવેલીને હલકાઇમાં ડૂબવા વારો આવ્યો. પદે પદે કચરાયલીનો જીવન સિતારો ચમકયો.

લૌકિક વસ્તુઓનો અણુ અણુંએ કદાપિ સંગ્રહ કરવો પડશે નહિ. સદ્ભાગ્ય સદા ય તેનું યુદ્ધકેદી રહેશે; લક્ષ્મી સદા ય એમ માનતી. પરંતુ લક્ષ્મીએ સંગ્રામ લડી જોયો નહોતો. અન્ય સમક્ષ પોતે હલકાં પડે જ કેમ ? અન્ય સાથે સહૃદય વાતચીત કરવા લક્ષ્મીએ તસ્દી લીધી જ નહોતી. શા માટે ? પોતાના અભિપ્રાયો લોકોને વણમાગ્યે આપતી. એની સાડીની કિનાર ચૂમવા દુનિયા અર્ધી અર્ધી થઇ જશે એમ તે માનતી. પરંતુ તે ભૂલી હતી. પૂજ્ય પ્રતિમાની અમીમયી દૃષ્ટિ ખાતર ભક્ત હમેશાં આતુર હોય છે. અણગમતી પ્રતિમાની પેઠે દૂરથી યે આશીર્વચન વરસાવવાનું તે ચૂકી. એને ચરણે સત્ય ભક્તિ ભાવ આકર્ષવા એના દાનને સહૃદય પ્રેમની પિછોડીએ ઢંકાવાની જરૂર હતી; એ જ્ઞાનથી પણ તે વંચિત રહી ગઈ. લોકોની આગળ ભિખારીની પેઠે નમવા સિંહાસને વિરાજેલી લક્ષ્મી સહજમાં કદાપિ માને તેમ નહોતી. એની તુચ્છકાર ભરી દૃષ્ટિનો સ્વીકાર

કરનાર એને કલંકિત શ્લાઘાથી રમાડે તેવા પણ હતા જ. પરંતુ પવિત્ર શ્લાઘા તે કેવી રીતે મેળવી શકે ? એમ કરતાં તો એને પેલો સામાન્ય ગુનો કરવો પડે: બીજાંને ચહાવાં પડે. માટીના ઘરમાં જનમનાર બાલા પ્રકૃતિ માતાને અંકે રાખનાર બંધનોથી છૂટી પડી શકે તેમ નહોતું. માનવ બંધુઓને બક્ષવા તેની પાસે કાંઇ જ નહોતું. હતું એક માત્ર મધુરૂં હાસ્ય; મધુરી વાણી. અન્યને એથી મોહ થતો, બીજાને તે ચાહી શકતી. પ્રભુએ એને બાહ્ય શ્રીમંતાઇ નહોતી બક્ષી; પરંતુ એને સુંદર આત્માથી નવાજી હતી. આથી જ તે અનેક હૃદયો આકર્ષવા સમર્થ થઇ.

પૂર્ણ ખીલેલા સૂર્યમુખી સમી શૃંગારિક મહાલક્ષ્મીના સૌંદર્યની ખ્યાતિ એના શ્રીમંત પિતાના સુવર્ણ રથ ચક્રે ચઢી ચોમેર ફરી વળી. એની ખ્યાતિને યોગ્ય અલંકાર અર્પવાનું શક્ય હતું. પરંતુ સહચાર શોધવાનું કામ સહેલું નહોતું. એનાં વડીલોની દૃષ્ટિ માયા જલે અંજાયલી હતી. એમને અન્ય સર્વ શ્યામ ભાસતું. એમને કોઈ યોગ્ય સ્થાન જણાતું જ નહિ. લક્ષ્મી પોતાના હાથના ઉમેદવારોનું વર્ણન કરતી, “ પાસે ફુટી બદામ નથી છતાં ય મને છંછેડવા હિંમત કરી શકે છે ! ” રજની સમજાવતી, “ એમ ન બોલ, સખિ ! ભવિષ્ય કોઇએ ઉકેલ્યું છે ? ” લક્ષ્મી નાક ચઢાવતી, “ ગળે ફાંસો ખાવા દોરડું તો મળશે ને?”

રસિકલાલ પાસે પૈસો નહોતો. જમીન પણ નહોતી. માત્ર કદાવર શરીર, તીવ્ર બુદ્ધિ, વિભવશાળી મગજ ને ઉદાર હૃદય હતાં, પ્રત્યેક રીતે મનુષ્ય જીવન એણે સાર્થક કર્યું હતું

એક સંધ્યાએ એની માતાએ કેટલીક બાલાઓ આમંત્રી: લક્ષ્મી ને રજની પણ આવ્યાં. પોતાના સૌંદર્યને રજની કેવી રીતે ઝાંખું પાડતી એની લક્ષ્મીને માહિતી નહોતી. રજનીના હાથમાં હાથ મિલાવી એણે રસિકલાલના ઘરમાં પ્રવેશ કર્યો. અકલંક શ્વેત રેશમી પોશાકમાં

જવાહીરના અંબારમાં, સૃષ્ટિના ભેદી પ્રભાતમાં શ્વેત કમલપત્રોમાં ડોકિયાં કરતી, સિંધુની સપાટી પર તરતી સાક્ષાત લક્ષ્મી દેવી !—

રસિકલાલ કેળવણી માટે વર્ષો વિદેશ વીતાવી હમણાં જ પોતાને વતન પાછો ફર્યો હતો. આંગણાના મંડપ પર પ્રકાશના પૂરની એક વેલ ચઢાવવા એ ક્ષણે તે મથી રહ્યો હતો. ઉરોભાગે ચંદ્ર ચમકતો હોય એવી સફેદ વાદળીશી આ બાલકન્યા એના દષ્ટિમંડળમાં ચમકી. તેજ પૂર્યા ઓળાએ નાંખેલા શ્યામળા પડછાયા સમી રજની લક્ષ્મીની પછીતે હતી. એનું મદ ઘેલું મન રજનીનું અસ્તિત્વ અર્ધું જ ઉકેલી શક્યું. રસિકલાલનાં અણધાર્યાં દર્શનથી રજની લજ્જાથી સંકોચાઇ. મહાલક્ષ્મીએ તો ગુમાનમાં જ ઉંચું જોયું ને તેની નજર સાથે નજર મીલાવી. એના નયનમાં પોતાના હકનું સ્વાગત જ તે જોઇ શકી. સ્વાગત દેતાં રસિકલાલ અધુરો રહે તો જ એનામાં લક્ષ્મીને કાંઇક મઝા પડે તેવું હતું; બાકી કાંઇ નહિ.

રસિકલાલે વેલીને પડતી મૂકી. આંખને આંજનાર કાંતિમયી બાલિકાને પિછાનવા પરવાર્યો.

સર્વ વેરાયાં ત્યારે રસિકલાલે પોતાની બહેનને પૂછ્યું, “ રમા ! તડકા છાંયડા સમોવડી પેલી બે બાલિકાઓ કોણ હતી ?” “આજ કાલ કાંઇ કાવ્યમય વાણી નિર્ઝરે છે ? ” કૃપા કરતી હોય એમ એની બહેને જવાબ વાળ્યો, “ મેં તો એવી બાલિકાઓ જોઈ એ નથી. કોની વાત કરો છો ?—શશિ ! લક્ષ્મી, રજની !—એ લોકો વિષે કાંઇ જાણવું હોય તો કહું.” રસિકલાલની બહેન તેની માતા પાસે એકલી પડી ત્યારે કહેવા લાગી, “ બા ! બા ! ભાઇને તો લક્ષ્મીને પરણવું છે. ગમે તેમ કરી ચોકઠું બેસાડી આપ. ” વડીલોએ વાત ઉપાડી. રસિકલાલે વાંધો લીધો નહિ. રક્તરંગી મહાલયના પેલા કુટુંબે રસિકલાલને સહકુટુંબ આમંત્રણ આપ્યું. લાગ મળતાં વાત છેડી. રસિકલાલનો બજાર ભાવ લંબાણુથી ચર્ચાયો. અંતે નક્કી થયું.

પરંતુ ગૃહરાણી બોલ્યાં, "એમના ઝુંપડીશા ઘરમાં મારી દીકરી કેવી રીતે રહી શકે? કાં તો વર આપણે ત્યાં આવીને રહે કે કાંતો આપણે એને જુદું મકાન બંધાવી આપીએ." લક્ષ્મીની માતાનાં આ વચને બાજી પલટાઇ. બીજી બાબતોમાં તો રસિકલાલનાં વડીલોને કાંઇ ખાસ વાંધા જેવું નહોતું. પરંતુ આ વેળા તો રસિકલાલે જાતે જ ઉત્તર દીધો. "મજુરી કરનારને મહાલયમાં રહેવું યોગ્ય નથી; શ્વસુરગૃહની શીળી છાંય ભલે હોય." આથી ચર્ચામાં નવીન વેગ આવ્યો. લક્ષ્મીને ઘેર રમતાં રમતાં રજનીએ લક્ષ્મીના કાનમાં ફુંક મારી, "અલિ! તું તો રમાના ભાઇને પરણવાની છું! કેવી મઝા પડશે? વર સુંદર છે હોં! પછી અમને બોલાવીશ ને?" લક્ષ્મી પણ રસિકલાલ વિષે પૂરેપૂરી બાતમી રાખ્યા સિવાય ચૂકતી નહિ. એને રસિકલાલ પર જરા ખોટું લાગ્યું હતું. પોતાનો જ પ્રશ્ન હોવાથી એનાથી ટાપસી પૂરી શકાય તેમ નહોતું. એટલે રજનીના પ્રશ્ને રીસ કાઢવાની એને તક મલી; એનાથી જરા ઉંચે સાદે બોલાઈ જવાયું, "છટ છટ. એને તો ગામમાં ઘર નથી. બજારે દુકાન નથી. સીમમાં ખેતર પણ નથી. એવાને કોણ પરણે? જરા તરા ભણેલા ને કદાચ સુંદર હશે પરંતુ જ્ઞાન ને સૌંદર્યથી કાંઈ પેટ ભરાશે? વળી કુકડા જેવા તો એ ગર્વિષ્ઠ છે. એ શું બોલ્યા હતા એની તને ખબર છે? ' 'મારા શ્વસુરની છાંયે નહિ રહું.' એ ભલે એમ કહે. એની જીભ કોઇથી બંધ થવાની છે? મારે તો એટલું જ કહેવાનું કે આટલી બધી સફાઈ મારવી છે તો શ્રીમંત પુત્રી માટે આટલી બધી ઘેલછા શી? અમારા કુટુંબમાં તો બા કોઇએ ઝુંપડામાં નથી રહ્યું, આપણાથી પણ એના ઝુંપડામાં ન રહેવાય; એની ખાતર પણ હું તો ન જ રહું."

રજનીને તો લક્ષ્મીના ભાષણથી ધ્રાસકો પડયો. રખેને એના બોલ કોઇ સાંભળી ગયું હોય! લક્ષ્મીએ તો એક ધારું હાંકે જ રાખ્યું; રજનીએ એનું મોં દબાવી દીધું, "ચુપ! કોઇ સાંભળશે તો નખ્ખોદ

વળી જશે." લક્ષ્મીને પણ ભાન આવ્યું. ધૂનમાં ને ધૂનમાં એ સભ્યતાની હદ પણ ઓળંગી ગઇ હતી. પરંતુ પોતાની ભૂલ એ કદાપિ કબુલ કરતી નહિ, "જા, જા, હવે. છો ને આખું ગામ સાંભળતું. એમાં મારે શું ?"

જરા વારમાં જ એ વાત બહાર પડી ગઈ. રસિકલાલ પણ શબ્દે શબ્દ સાંભળવાના લહાવાથી વંચિત ન રહ્યા. આવી ભાંજગડમાં વધૂને મેળવવાથી જ એના આદર્શ પર ફટકો પડયો હતો. તેમાં વળી લક્ષ્મીના મધુર સ્વભાવના આ નવીન જ્ઞાનભભૂકે, એના રોષ ભર્યા સ્પર્શે, રસિકલાલે દોરેલું એનું કલ્પનાતીત ચિત્ર નિસ્તેજ થઇ ગયું. "આવી મીજાજી કન્યા મને ન પાલવે, તે બબડયો, મારા ગરીબ દેહ માટે હું કોઇ ગરીબ સહચરી જ શોધી લઇશ."

રસિકલાલ જેવો જમાઇ મેળવવાનું ધન્ય ભાગ્ય રજનીના પિતાએ સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવાનું પ્રયોજન નહોતું. સૂર્યના પ્રકાશપૂરે આકાશ ભરપુર હોય ત્યાં સુધી તારલાના આછા અસ્તિત્વને કોણ પ્રમાણે ? પરંતુ અંધકાર છવાતાં તુચ્છકારાયેલા અસંખ્ય તારાગણો જ અંબરને નવાજેઃ હીરાના ચમકારે વ્યોમમંડળ શૃંગારે. લક્ષ્મીના લાવણ્યની જાદુઇ માયાનો પાશ હવે દૂર થયો હતો એટલે રસિકલાલને છાયા સાંભળી. હવે જ રજનીની મૃદુલ મૂર્તિ એના સ્મૃતિ પટે ખડી થઈ. અત્યાર પહેલાં રજનીને એણે ઘણી યે વાર જોઈ હતી પરંતુ ધારીને નિહાળવા એણે કદી યે પ્રયત્ન નહોતો કર્યો. હવે એ વાત એને પલકમાં પરખાઇ. પ્રથમ દર્શને એ એના તરફ નહોતો આકર્ષાયો પરંતુ હવે તે જાતે જ રજનીના પિતા પાસે ગયો. યુવાનીની સહચરી બનાવવા રજનીની માગણી કરી.

આ સાંભળી લક્ષ્મી બહુ રાજી તો ન થઈ પરંતુ એથી એની આત્મશ્રદ્ધાને કાંઇક ખોરાક મળ્યો. આખાય બચપણ દરમિયાન

લક્ષ્મીએ છાંડેલાં રમકડાંથી રજની આનંદતીઃ યુવાનીનો સહચાર પણ તે લક્ષ્મીએ તરછોડેલા મનુષ્ય સાથે સાધતી હતી. અત્યારે કોણે તરછોડ્યું ? આ અસભ્ય પ્રશ્નો લક્ષ્મીના ગર્વિષ્ઠ આત્માને ક્ષણે ક્ષણે મુંઝવી મારતા. રજનીના એ આતુર સ્વાગતથી લક્ષ્મીને લાંછન નહોતું લાગ્યું ? 'જેને રજનીથી સારી સહચરી મળી શકે તેમ નથી એવાની મારે શા માટે પીડા કરવી ?'—આવા પ્રશ્નોત્તરે લક્ષ્મીએ સાંત્વન શોધ્યું.

લગ્નની પૂર્ણાહૂતિ થઈ. નવપરિણીત યુગલની આસપાસ સૌ ટોળે મળ્યાં. લક્ષ્મી પણ ત્યાં હતીઃ જવાહરના પ્રકાશમાં ઝળુકતી. માટીનું એ તુચ્છ ઘર આંગણું જ્યોત્સ્નાની સુવર્ણ પ્રભાએ અભિષિક્ત થયું હતું. વૃદ્ધ કે યુવાન, સ્ત્રી કે પુરુષ, દરેકે એ જ્યોતિના ઝરાનું પેટ ભરી પાન કર્યું. સર્વના કુતૂહલથી રસિકલાલની દૃષ્ટિ પણ એના પર ઘડીક ઠરી. એક ક્ષણ ભર માયા જાળ પથરાઇ. "શો જ્વાલાનો અવતાર !!! મનુષ્ય દેહી મહિલા આવી હોઇ શકે ?" પળ ભર કશો ય નિર્ણય થઇ શકયો નહિ. લક્ષ્મીએ પણ રસિકલાલના અંગસૌષ્ઠવમાં પહેલાં કદી યે રસ લીધો નહોતો. આજે રજનીના પતિ પર એણે ઝીણવટથી નયનો નચાવ્યાં. સાવધાન થઇ જોતાં એની સુંદરતા એને પહેલી જ વાર કળુવવી પડી. છતાં ય એનાં નેત્રોમાંથી અહંભાવ જ નીતરી રહ્યો, "મારા જેવી વિખ્યાત વલ્લરી તું કયાંથી પામે ? તારે કરમે તો રજનીનાં રણ જ નિરમાયલાં છે."

રસિકલાલનાં નયન નીચાં નમ્યાં. લક્ષ્મીએ ચોમેર દૃષ્ટિપાત કર્યો. વિજયની વરમાળ નિઃશંક એને જ અર્પાઇ એવો સર્વદેશી સંદેશ પ્રત્યેક નેત્રમાં વાંચી તે સંતોષાઇ. રસિકલાલનાં નયને પણ એ જ સંદેશ પાઠવ્યો હતો ? એણે ભાવ ભર્યો અર્ધ્ય ધર્યો હતો ? એ ભેદ ઉકેલવા તે તલપાપડ થઇ રહી. પરંતુ રસિકલાલના ક્ષણિક દૃષ્ટિ મિલનમાં એમ અંકિત થયેલું જણાયું નહિ.

કન્યાનું લગ્ન કયાં સુધી ઝુલતું રહી શકે ? એક લાંબુ ટિપ્પણ

ઉથલાવ્યા પછી લક્ષ્મીના પિતાને એક જમીનદારના પુત્રને પસંદ કરવો પડયો. કુલ કુલિન હતું. સૌંદર્યની મણા નહોતી. માત્ર કેળવણીનો છાંટો ય નહિ. પણ કેળવણીની શી જરૂર ? હજી એની વય કાંઇ વધી ગઈ નહોતી. વિદ્યાભ્યાસ માટે તો હજી યુવાનીનો ઘણો ય સમય બાકી હતો. સ્વયંભૂ ઇચ્છા થતાં ગમે ત્યારે વિદ્યા તો વરે. શ્રીમંત પુત્ર શરતો બંકે ને જુગાર રમે—એમાં શું ? એવાં ચંદ્ર કલંકે તો ઉલટી શોભા વધે. અજોડ મહાલક્ષ્મી માટે એવો લાયક વર ચૂંટાયો.

પાપી દીલોને સરખામણીથી સંતોષ પામવા તક મળી. શ્રીમંત કુટુંબની હિલચાલ પર જનતા ઉઘાડે છોગ ટીકા ન કરે છતાં ય લક્ષ્મીને કાને વાત આવ્યા સિવાય રહી નહિ. “ એનો ભાવિ પતિ ઉમદા કુટુંબનો હોવા છતાં રસિકલાલની મશાલ ઝાલવાને ય લાયક નહોતો. આ ગપના સત્યમાં લક્ષ્મી પણ શંકા આણી શકે તેમ નહોતું. એણે એ યુવાન જોયો હતો. રસિકલાલ જેવો સુંદર હતો પરંતુ રસિકલાલના કસરતબાજ શરીર આગળ એ મનુષ્ય કરતાં માખણના લચકા જેવો વધારે લાગતો. એના ગોળ મુખારવિંદ કરતાં ઘટિકા યંત્રના મુખભાગ પર સારા ભાવ પરખાતા. રસિકલાલની ઉંડી જ્ઞાન દૃષ્ટિ એનામાં કયાં હતી ? કેળવણી ને ઉચ્ચ અભ્યાસની ખ્યાતિ કયાં હતી ? ગુલાબી વદન ને વૈભવ મનુષ્યનાં સર્જનાત્મક તત્ત્વો નથીઃ એ સત્ય વાર્તા સ્ત્રી જાતીય સ્વભાવથી એના મનમાં જડાવા લાગી. પણ એ જ્ઞાન ઘણું મોડું પડયું. એક વાર ત્યાગ કરી રસિકલાલને ગુમાવી ચૂકી હતી. હવે એને અણગમતા વર સાથે પણ પરણ્યા વિના છૂટકો નહોતો. એ માતંગને વરવા ના પાડે તો પણ રસિકલાલ જેવો અન્ય મળશે એવી તેને ખાત્રી નહોતી.

પડયું પાનું સુધારી લેવા એણે ઘણું ય કર્યું. પરંતુ એનાં અશ્રુઓ રોકયાં ન રોકાયાં. ડંખાયલા ગુમાનથી વિષાદ ઘેલછાની પોક મૂકી પાષાણ પ્રતિમા આગળ તેણે કપાળ કુટયું, “ ઓ પ્રભુ !—” એ

રડી ઉઠી, "આવી શિક્ષા મને શું કરવા કરી? મારે માટે નરક જ નિર્માયેલું હતું તો મને સ્વર્ગ બતાવ્યું શું કામ?" એ ઘણું ય રડી પરંતુ થનાર લગ્ન થયાં જ. રજની પણ એ લગ્નમાં આવી હતી. માત્ર બે બંગડીઓ જ એના અલંકાર. ગળે હીરાની કંઠીની એક બે સેર હતી. એનાં અંગે અંગ પારસમણિના સ્પર્શથી પલટાઇ ગયાં હતાં. એક વખતના વિષાદપૂર્ણ વદન પર અત્યારે ફરકતું હાસ્ય લક્ષ્મીએ જીવનભરમાં જોયું નહોતું. તપશ્ચર્યા પછી ઉમા ને શિવ મળ્યાં ત્યારે ઉમાના સ્વર્ગીય વદન પર જે વિજયાન્વિત પ્રેમલ હાસ્ય ફરકી રહ્યું હતું તે જ હાસ્ય રજનીના માનુષી અધરને ઓપાવવા માયા પ્રભાવથી જ અત્યારે અવનિ પર ઉતરી આવ્યું હતું. ગુમાવેલા હીર માટે લક્ષ્મીએ કલ્પાંત કર્યું; રજની સાથે આંખ મિલાવી તે વાત પણ કરી શકી નહિ.

મહાલક્ષ્મીનું નવજીવન શરૂ થયું. રંગભૂમિની અસત્ય પ્રકૃતિની ટુંક સમયમાં જ તેને ખાત્રી થવા લાગી. એ સ્થાનને એણે પ્રથમ મધુર સુગંધિત પુષ્પોથી લચેલું, પંખીના સંગીતથી ગુંજતું ઉપવન કલ્પ્યું હતું. પરંતુ એ તો સુકાયલી શાખાઓ ભર્યું, બનાવટી ફુલોથી છવાયલું બાહ્ય ખૂશબોથી મહેંકતું વેરાન નીકળ્યું. એનું જીવન વેડફાઈ ગયું એમ એણે નક્કી માન્યું. રજનીના હૃદયમાં પ્રવર્તતા સુખ સામ્રાજ્યના ઘોષણા નિનાદે એ ઈર્ષ્યાથી પ્રજ્વલી ઉઠી. એના અભિમાની આત્માને રજનીના સુખે દીધેલો દંશ એનાથી ન ભૂલાયો. પતિના વિલાસભર્યા રંગ મંદિરે ય તે અસ્વસ્થ બની. એને સાંત્વનનું એક પણ સ્થાન નહોતું ઘણી યે વાર એ પીયેરના પગથારે શાંતિ શોધતી. નિરાશ હૃદયની યાતનાથી સુવર્ણ રંગી બાલ્ય સ્મરણોએ પણ એને જરા ય આશ્રય ન આપ્યો. સુખી દિવસોના સ્મરણમાં વિષાદ ભરેલો છે એ બિચારી નહોતી જાણતી. એને તો પિતાનું આંગણુંય દુઃખદાયી બની રહ્યું હતું. એને ખૂણે ખૂણે રજનીનું વિજયી હાસ્ય એને આલિંગી રહેતું.

નાનપણમાં ઇર્ષાને પ્રેમ ભગાડતો. કદીક પ્રેમને ઇર્ષા પણ ભગાડતી. વય વધતાં પ્રીતિ ઝરો સુકાતો ચાલ્યો. ઉષ્ણ ઈર્ષાનાં કિરણના તાપે એ કયાં સુધી ટકે ? એની ઇર્ષા તો સોઢી તરસી બની રહી હતી. અન્ય સુખી હૃદયોને વિચ્છિન્ન કરવા ઝંખતીઃ એના દીલમાં ધુંધવાતા પ્રજ્જવલિત અનલને વિનાશક પાંખો પ્રસારવા ઇચ્છા થતીઃ પ્રલયકર્તા આલિંગનમાં સકલ સૃષ્ટિને શમાવવા અભિલાષા સ્ફુરતી. હજી એ આગ એના અંતરમાં જ ગોટાઇ રહી હતી. અગ્નિનું એ સ્થાન હવે પલટાય તેમ નહોતું.

રજની સાહેલીઓ સાથે હસતી, વાતો કરતી ને ગરબા ગાતી; ત્યારે મહાલક્ષ્મી મંત્ર બળે નિશાચરોનું આવાહન કરતી, "ઓ પ્રલય દેવતા ! એનાં હાસ્યની જ્યોતિ મારાથી નથી જીરવાતી. મેં ક્રોઇનું ય બગાડયું નથી. મારે શા માટે અખંડ અગ્નિમાં બળ્યા કરવું ? ઓ પ્રભુ ! એ હાસ્યને હરી લો. ઓ કૃપાળુ દેવ ! નહિ તો મારાથી નહિ જીવાય એના હાસ્યને છુપાવી દો."

૩

દુનિયાને છેતરવા મહાલક્ષ્મીને મુખારવિંદ પર હાસ્ય ધારણ કરવું પડતું. મૃત્યુના આગમનથી એ બીનજરૂરી થઇ પડયું. એનો સ્વામી એને માટે કાંઇ પણ કરી શકયો નહોતો છતાં ય કપાળે કુંકુમ ચિહ્ન કરવાનો હક્ક તો અર્પી શકયો હતો. હવે તો તેણે પણ અચાનક રજા લીધી. તે ગયો. કયાં ગયો તે કોણ જાણે? એના મિથ્યાભિમાનની છેલ્લી રેખાઓ તેની સાથે જ અદૃશ્ય થઈ. રાતા મહાલયમાં તે પાછી ફરી. બાગમાં પડતી નાનકડી ઓરડી એનું વિરામસ્થાન થઈ. હવે તે ગર્વ ભરી મહારાણી નહોતી રહી. સુખ સંપાદન સંગ્રામમાં તે પરાજિત થઇ હતી. એના હૃદયનો ઘા રૂઝાય તેમ નહોતો છતાં ય

વિધાતાની રમત તો હજી હવે જ રમવાની હતી. સંયોગોએ જન્મથી જ લક્ષ્મીને મહત્તાના કેન્દ્ર સ્થાને સ્થાપી હતી; તે પર પૂરેપૂરો વિજય ધ્વજ ફરકાવવા હવે જ ભેદી પાસો ફેંકાવાનો હતો. રજની તો એની પ્રતિસ્પર્ધી હતી. હવે તો એ મોટા સ્ફટિક મહાલયમાં રહેતી. લક્ષ્મીની નાનકડી ઓરડીના જાળીઆમાંથી પણ તે હંમેશાં નજરે પડતું.

બનતાં સુધી તો મહાલક્ષ્મી એ મહાલયે જતી જ નહિ. પરંતુ એ મહાલય એની બારીની તદ્દન સામે જ પોતાનું ગર્વ ભર્યું શૃંગ ઉંચું ઉંચકી ઉભું હતું. એના પર દૃષ્ટિપાત કર્યા વિના લક્ષ્મીને છૂટકો જ નહોતો. જ્યારે જ્યારે બારીની બહાર લક્ષ્મી નજર નાંખતી ત્યારે ત્યારે અનુપમ અલંકારોથી શૃંગારિત થયેલી રજનીની મનોરમ નાજુક આકૃતિ કાં તો બાલકના પારણાને ઝુલાવતી કે કાં તો અભ્યાસી રસિકલાલને ચીદવતી તેની નજરે પડતી જ. ઉષાના આછા ઉજાસમાં એ ગૃહિણી પોતાના ગૃહ કાર્યમાં ચપળતાથી લીન બનેલી ભાસતી. સંધ્યાના સોહામણા સંસારમાં પવિત્ર વૃંદાને વંદન કરતી જણાતી. એના આનંદમય હાસ્યને ઘડી પણ છાઈ દેવા એકે ય શ્યામ વાદળી નહોતી ફરકતી. એ જ હાસ્ય લક્ષ્મીએ પોતાના લગ્ન પ્રસંગે એના મુખ પર રમતું જોયું હતું. રજનીનાં નાજુક અંગો આભૂષણોથી ભરચક જોતાં લક્ષ્મીને પોતાનો સુંદર દેહ વીંખી નાંખવા મન થતું. હીરા માણેક ધારણ કરવાનો હક્ક હવે લક્ષ્મી પાસેથી લઇ લેવામાં આવ્યો હતો. સૌંદર્ય બહલાવવાનો હક્ક પણ એ સાથે જ ગયો હતો. હવે એનું શરીર સૌંદર્ય શા કામનું! હક ધરાવતી હતી ત્યારે પણ એ હકનો એણે કદી પણ ઉપભોગ કર્યો નહોતો. બાલાને અલંકૃત કરનાર યોગ્ય યુવાન ન મળે તો હીરા માણેક શું શૃંગારશે? પ્રણયીના વહાલસોયા સ્પર્શથી ને ભાવ ભર્યા વિચારોથી સંમિશ્રિત થયેલા રજનીના અલંકારો એને દીપાવતા. લક્ષ્મીના હીરા માણેકમાં હવે એની છાયા પણ જડે? આજે તો એ હક પણ ગયો હતો. એની ગુમાની ને

ઘાયલ મનોદશા ઉપર અદર્શનીય રજનીને સૌંદર્ય ને સૌભાગ્યના કેંદ્રસ્થાને વિહરતી દર્શાવી ક્રૂર વિધાતા લક્ષ્મીની નિર્દય મજાક પાર પાડવા પળે પળે મથી રહ્યો હતો.

રજનીને બાલકો સાથે નિર્દોષ રમતો રમતી જોતાં મહાલક્ષ્મી કોપે ધુંધવાઇ પગ પછાડતી. "હાય ! મારૂં સર્વસ્વ એ પડાવી ગઇ" રજનીને ફાંસો દેવા ય લક્ષ્મી તૈયાર હતી. બધાં ય બાળકો પડાવી લેવા માગતી. લક્ષ્મીને બાળકો બહુ વહાલાં હતાં એમ તો નહોતું જ, પરંતુ એ રજનીનાં હતાં. પોતાનાં નહિ–તેથી જ તે ખૂંચતાં. પ્રીતિ ભર્યાં નયને રસિકલાલ રજનીને નિહાળતો એ જોતાં એનો કોપ કાબુમાં રહેતો નહિ. "એ નેહ ભર્યાં નયનો રજનીને ક્યાંથી સાંપડયાં? એના કદરૂપા વદનમાં રસિકલાલે શો આનંદ દીઠો ? ઓ પ્રભુ ! એમનું સુખ મારાથી નથી જોવાતું. ઓ કુદરત ! તું સીતમ ગુજારી રહી છે. ગજબ અન્યાય કરી રહી છે. બધાં ય આનંદ સાગરમાં રાચવા નિર્માયાં ને હું જ એકલી દુઃખાગારમાં સડવા ! ! !–કેવો ત્રાસ ? ઓ ધર્મપાલ ! મારો ન્યાય કરો. આપ સર્વજ્ઞ ને શક્તિમાન શી રીતે ?"

વાદળનો શ્યામ અંબર પટ ભેદી જેમ પૌર્ણિમાનો ચંદ્ર પૂર બહારમાં પ્રકાશી ઉઠે તેમ લક્ષ્મીનાં અંગ ભેદી અસ્તિત્વને ચીરી યુવાન વિધવાનું દુર્લક્ષ્ય દેવાયલું યૌવન વધુ ને વધુ ખીલી ઉઠયું. તે એકલી આક્રંદ કરતી હંમેશાં જમીન પર પડી રહેતી. બાલ્યના રૂડા દિવસો સંભારતી. તડકા છાંયડા સમી બે બાલિકાઓની વાત યાદ આવતી. તડકા સમા તેજનું અભંગ અર્ચન કરનાર રસિકલાલ એની નજર આગળ તરી રહેતો. એ વેળા તે આટલી સુંદર નહોતી. એ વેળા યે તે સુખ સ્પર્શ માટે તે આટલી નહોતી તલસતી. ત્યારે તો પ્રેમ કે સુખ સર્વ એની ઇચ્છા પ્રમાણે જ ખડાં થતાં. હવે એમાંનું એની પાસે કશું જ નહોતું. માત્ર વિષાદ ભરી શુન્યતા એના હૃદયને ઘેરી રહી હતી ? પેલી ગાંડી ઇર્ષાની જવલંત જ્યોતિ ક્યાં છૂપાઇ રહી

હતી? પ્રકાશ પ્રકટાવતો સુવર્ણ દીવડો બુઝાઇ ગયો હતો. શ્યામ કદરૂપી છાયાનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું. પ્રકાશ અંધકાર પછીતે ઢંકાઇ ગયો હતો. અંદર બહાર જતાં આવતાં રસિકલાલ એના મહાલયને ઘસાઇને જતો. એનું ઉદ્યાન પણ મહાલક્ષ્મીના ઉપવનની અડોઅડ જ હતું. એમની વાડીના રાતા રસ્તાઓ ફુલની ક્યારીઓ વચ્ચે દીપી ઉઠતા. પ્રત્યેક પ્રભાતે બહાર પડતાં રસિકલાલ ત્યાં જ રજનીની રજા લેતો. ગાડી મુખ્ય દ્વાર વટાવતી. બાગમાં પડતી બારીએ ઉભેલી રજની તથા બાલકો તરફ ક્ષણિક દૃષ્ટિપાત કરવા રસિકલાલ ગાડીમાંથી બહાર ડોકિયું કરતોઃ કુમળા બાલકના ને વહાલ ભરી વનિતાની વિદાય લેતો. બિચારૂં ગભરૂ બાલક! સામી દિશાએ ચંચલ હસ્ત લંબાવી પ્રણામ દેવા વૃથા મથતું. માતાની સાડીના છૂટા છેડાને વળગી સમતોલપણું જાળવવા પ્રયાસ કરતું. દૃશ્ય દૂર થતાં તે મંદ હાસ્ય હસતો. ગાદીના સુંવાળા તકિયાને અઢેલતો. એના મુખ મંડલ પર સુખી જીવનની મૃદુલ છાયા પથરાતી. મહાલક્ષ્મી દરરોજ એની ગાડીને પસાર થતાં અવલોકતી. સંધ્યા કાળે પણ રસિકલાલના સ્વાગતની તૈયારીઓ થતી, બાલકો એકી સાથે બોલી ઉઠતાં. "બા! બા! ગાડી આવી ચાલ. જલદી કર.' ગાડીના આગમનને સહર્ષ વધાવવા તેઓ સાથે જ દોડી આવતાં.

દરરોજના આ દેખાવો મહાલક્ષ્મીની નજરે કોઇ જાદુઇ દૃશ્ય સમા તરતા; સ્વર હીણું એકનું એક સંગીત સુણાવતા. "આ સર્વ તારૂં હોત! તારો હક સમૂળો હરી લેનારનું શી રીતે ભલું થશે?–એનો વિનાશ–સમૂળો વિનાશ"–તે બૂમ મારી ઉઠતી, "ઓ પ્રભુ! એવો સમય ઝટ લાવ. હવે મારાથી નથી રહેવાતું."

એની આવી કટુ પ્રાર્થના પણ સંભળાઇઃ એવો ય શયતાન જાગ્યો. રસિકલાલના સુખી કુટુંબની પ્રત્યેક વ્યક્તિને પ્રતિદીન એક સરખી આહ્‌લાદનાર અનિલ લહરી એકદા એના જીવનની કુસુમ

શય્યા પર પ્રલયાનિલ સમોવડી તૂટી પડી. વાડીમાં બાલકો સાથે રમનાર કોઈ નહોતું. હાસ્ય ભર્યા આનંદનો રણકાર નહોતો. પ્રીતિ ભર્યા તારા મૈત્રક નહોતા રથ ચક્રો પણ ગડગડયાં નહિ. પિતાને પ્રણમવા, આલિંગન દેવા, કોઇ બહાર પણ આવ્યું નહિ. આનંદના સામ્રાજ્યને સ્થાને શૂન્યકાર છવાઇ રહ્યો. પરિજનો દોડધામ કરી રહ્યા હતા. બાલકોની સંભાળ લેવા કોઇ નવરૂં નહોતું. એમનાં વદન ગંભીર હતાં.

પરોઢથી જ મહાલક્ષ્મી એ સ્ફટિક મહાલય તરફ મીટ માંડી રહી હતી. ત્યાં છવાયલા શૂન્યકારે તે દિંગ્મૂઢ બની ગઈ હતી. આનંદના અભંગ ફુવારા આમ એકાએક શાથી બંધ પડી ગયા? તે અસ્વસ્થ બની. ફરતી દિવાલ ઓળંગી અંદર જવા આતુર બની. ગૂઢ શાંતિનું કારણ શોધવા તલસી રહી. પોતાના વિરામ મંદિરની બાજુમાં જ વહેતા આનંદ ઝરાના મધુર નિનાદે તે એટલી તો ટેવાઇ ગઇ હતી કે અત્યારે તેની સંગતિ વિના પોતાના જીવનની ખિન્નતા છૂપાવવી તેને અઘરી થઇ પડી.

મહાલક્ષ્મીએ તપાસ કરવા માંડી. કોઇએ કહ્યું, "રત્નજડિત ચંદ્રહારમાંથી મુખ્ય હીરો ખરી પડતાં જે દશા થાય તે દશા થઇ છે. એમનું સુખી જીવન શયતાનથી ન સહેવાયું. ગૃહપતિ ગંભિર બીમાર થઈ ગયા છે. કદાચ ઉઠે પણ નહિ. કોણ જાણે કયા ઝેરી વાયુથી આ કમનસિબી એમના ઉપર આવી પડી?" "કોનો ઝેરી વાયુ?" લક્ષ્મીએ વિચાર્યું, "પોતાના જીવનને ઝેરી બનાવતાં કયો વાયુ ફુંકાયો હતો?" એ પ્રતિપ્રશ્નથી એને સાંત્વન મળ્યું. કેટલાં ય વર્ષો પછી આજે તે પોતાની સખીને ત્યાં દોડી ગઇ. ખિન્નતાના અવતાર સમી રજની બહાર આવી. બાલસખીને આલિંગી રહી. "લક્ષ્મી!" તે ગળગળી થઈ ગઇ, "છેક નાનપણથી આપણે સખીઓ હતાં. જીવનના સુખી દિવસોમાં હું તને ભૂલી ગઈ. આજે કૃતાંત કાળ મારા દ્વાર પર અંધાર પિછોડો નાંખી રહ્યો છે. દુ:ખમાં આપણે ફરી મળીએ છીએ. ઓ વહાલી સખી! તારી યુવાનીમાં તેં તારૂં સર્વસ્વ મને

અર્પણ કર્યું હતું. અત્યારે પણ કોઈ ભેદી પ્રેરણા મને ખાત્રી આપે છે કે મારા સુખના અંત વેળાએ પણ તું મને નહિ જ તરછોડે."

તારૂં સર્વસ્વ મારૂં હતું એમ મહાલક્ષ્મી કહી શકી નહિ. ગહન મૃત્યુની ભેદી દશા આલિંગવા રસિકલાલ અત્યારે તૈયારી કરી રહ્યો હતો. લક્ષ્મીએ તેના ખંડમાં પ્રવેશ કર્યો. લગ્નના આહ્લાદક મહોત્સવે જે જ્યોતિએ લક્ષ્મીનું હૃદય પ્રથમ જ વિંધ્યું હતું તે જ આ રસિકલાલ! ડંખાયલા ગુમાને પણ લક્ષ્મી અણગમતા રમકડાને તરછોડી શકી નહોતી તે જ આ. નિર્દય મૃત્યુના પાશમાં જકડાયલું આ જ તે ચંદ્રવદન! ક્યાં એ કાંતિમય હાસ્ય? ક્યાં એ નયનની બુદ્ધિમતી ચમક?"

રસિકલાલ એક વાર લક્ષ્મી તરફ કોઈ પૂજકની દૃષ્ટિએ નિહાળી રહ્યો હતો. આટલાં વર્ષો સુધી એના અંતરના કોઈ ભૂલાયલા ખૂણામાં દુર્લક્ષ્યી બની રહ્યો હતો. એના એ એકાંત વાસમાંથી આજે એ ઓચિંતો બહાર આવ્યો. એની સ્મરણ શક્તિની રંગભૂમિ પર ઉપસ્થિત થયો. યમરાજના આ ફીક્કા શિકાર આગળ એ ઝળહળતા પ્રકાશનો વિરોધાભાસ રચાયો. એના અંતરમાં પ્રણયમંત્ર ફુંકનાર પ્રથમ પોતે જ હતી એમ લક્ષ્મીને યાદ આવ્યું. પોતે જ એને તરછોડયો હતો. પછી જ એના પ્રેમનું બિંદુ અન્ય જીવનમાં રેડાયું. પ્રથમ પ્રણય પાત્ર મહાલક્ષ્મી બાજુએ રહી ગઈ. હીણાયલા તરસ્યા આત્માની સ્વામિની બની. અત્યારે તે મૃત્યુ કાંઠે ઉભો હતો. એ પરિસ્થિતિ મહાલક્ષ્મીને મન ભાવતી? પ્રાણનાથ પર આ વીતક વીતે એવી એ પ્રાર્થના કરી રહી હતી! તીવ્ર વેદનાએ એનું દીલ કંપી ઉઠયું. એના આત્માએ રાડ નાખી: "મૂર્ખ પ્રમદા! અજાણતાં આ ઇંદ્રજાળે ક્યાં ફસાઈ? તેં આ શું કર્યું? તારે આ પરિસ્થિતિ ક્યાં જોઈતી હતી? મારી પ્રાર્થનાનું ખરૂં સ્વરૂપ હવે જ પરખાય છે. મારે તો તારો સ્નેહ જોઈતો હતો. મારા વહાલા! મારા પ્રથમ દર્શને તારા અંતરમાં મેં જગાવેલી પ્રણયજ્યોત એકવાર મેં સદા માટે તરછોડી! છતાંય

એ જ જ્યોતિ મારે જોઈતી હતી. ગાંડી ઇર્ષાએ મને અંધ બનાવીઃ ઉંધે માર્ગે ચઢાવી. ઓ મારા પ્રાણાધાર ! મારે તો તમારી જરૂર હતીઃ તમારા મૃત્યુની નહિ."

પોતાની હૃદયેચ્છાના આ નૂતન પ્રકાશમાં લક્ષ્મી ત્યાં વધુ વાર ટકી શકી નહિ. તે ઘેર પાછી વળી. એક જ દિવસમાં એણે હજારો વર્ષનાં કરુણ દશ્યો પર આંસુ વરસાવ્યાંઃ પ્રાર્થનાઓ કરીઃ દુઃખી થઈઃ શોકથી સળગી ગઇ. "ઓ પ્રભુ ? આવા ક્રૂર ન થશો ! મારા દેહનો ચૂરો કરી નાંખો. પણ એમને બચાવો. ઓ નરકના વહ્નિઓ ! મારૂં બલિદાન લો. હું જરા ય કંપીશ નહિ. મારૂં જીવન એમને આપો ! મારા બધા ય શાપ મારા પર પાછા વળો—ઓ રામ ! એમને બચાવો."

પરંતુ લખેલા લેખ ન જ ફર્યાં. રસિકલાલનું અવસાન થયું. ઇર્ષાગ્નિને શમાવવા મહાલક્ષ્મીએ વર્ષો પહેલાં પ્રાર્થનાઓ કરી હતી તેનું ફળ પ્રત્યક્ષ થયું. ત્યારે તો એણે લળી લળીને યાચના કરી હતી; પરંતુ અત્યારે તે દેશ દ્રોહીની પેઠે બદલાના ભારથી દટાઇ ગઈ.

મહાલક્ષ્મીનો આ નવિન પરાજય ! મહાલક્ષ્મીએ ધાર્યું હતું કે ઇર્ષાગ્નિથી બળતું એનું હૃદય રજનીના અશ્રુથી શાંત થશે. પણ હવે તો રજનીના નેત્રમાંથી એક બિંદુ ઝરે ત્યાં લક્ષ્મી હજાર વરસાવતી. રજની રડતીઃ એનો હૃદયનાથ ગુમ થયો હતો. મહાલક્ષ્મીના જીવનમાં આંસુનું પુર ઉભરાતું ! એનો પરાજિત આત્મા ધ્રુજતોઃ ડંખતો—" આહ પ્રાણનાથ ! હું તારી ખૂની થઈ."

૧

ગ્રીષ્મનો સૂર્ય પોતાનું સઘળું જોર અજમાવી ચૂક્યો હતો. હજી હમણાં જ વાયુની મંદ લહરી વૃક્ષ ઘટાને ફરકાવી રહી હતી એવામાં સરોજના વિરામ ભુવનનું દ્વાર ફડાક દઈને ઉઘડયું. પચીસેક વર્ષની એક પ્રમદા બહાર પડી. એણે ચોતરફ નજર કરી. "કનુ! ઓ કનુ!"

ઉત્તર ન મળ્યો. તે નીચે ઉતરી આવી. જોયું તો મોટું દ્વાર ખુલ્લું પડયું હતું. આતુરતાથી તેણે બહાર નજર નાંખી. એવામાં ગુલાબી ચુંદડી ને નુપૂર ઝંકારથી મનોરમ લાગતી એક નાનકડી કન્યકા ત્યાં આવી ચઢી, "સરૂ કાકી! તલાવે આવશો?"

"શી રીતે આવું?" સરોજે ઉત્તર દીધો "જોને બહેન! કનુ કયાંક નાસી ગયો છે. ખાડે ટેકરે ગબડી જશે તો એ થયું."

"આમ શું બોલતાં હશો?" બાલાએ તેને વચમાં જ અટકાવી "ખાડામાં શું કરવા પડે? હજી હમણાં જ મેં એને છન્નુ મીયાંનાં છોકરાં સાથે રમતાં જોયો હતો."

"હમણાં હમણાંનો એ બહુ જ ખરાબ થઈ ગયો છે" સરોજે ટહૂકો પૂર્યો, "બ્રાહ્મણને ઘેર અવતાર મળ્યો તો ય ઢેડવાડામાં રઝળવાનું. અહીં આવ્યો છે ત્યારનો છન્નુમીયાંને ઘેર ને ઘેર. કોણ

જાણે ત્યાં શુંય દાટયું છે ? મોટાં કાકી જાણે તો મારી મારીને માળવે જ મૂકી આવે. મીયાં ભાઈ જોડે રમવું શું ? છોકરાં રહ્યાં–કંઇ ખાય પણ ખરાં !"

પીયેરમાં ને ખાસ કરીને ગામડામાં મહિલાઓ મોટી વયે પણ ઠીક છૂટ ભોગવી શકે છે. સરોજે આધું ઓઢવાની યે પરવા ન કરી. બૂમ મારતી તે બહાર દોડી. "કાન્તા ! ચાલ જોય. આપણે એને પકડી લાવીએ." "પણ બાએ મને વહેલી ઘેર બોલાવી છે." કાન્તાએ આનાકાની કરી.

"હવે વહેલું ને મોડું," સરોજે મજાક કરી, 'વરને વધાવવા તો નથી જવું ને ?" કાંતા શરમાઈ. જવાબ ન દીધો.

"ઠીક બા ! ઠીક." સરોજે ઢીલું મૂકયું, "બહુ દૂર નથી એટલે હું એકલી જઇશ તોય વાંધો નથી." કાન્તાનો હાથ છોડી તે અંધારાંઇથી દોડી.

છન્નુ મીયાંના આંગણામાં જ સરોજે કનુને બકરીના બચ્ચાને ઘાસપાલો ખવરાવતો દીઠો. તે નિરાંતે બેઠો હતો. તેના મુખારવિંદ પર સંતોષનું સ્મિત હતું. છન્નુ મીયાંનો પૌત્ર ઘાસ પાલો વીણી લાવતો. એની પૌત્રી પોતાનાં નુપુર બચ્ચાંને પગે ચઢાવવા મથતી. બિચારા બચ્ચાને અલંકારનો જરા ય શોખ નહોતો. પરંતુ એના ફફડાટ પર ધ્યાન આપવાની કોને પુરસદ હતી.

સરોજે કનુનો કાન આમળી ઘર તરફ ખેંચ્યો. આખે રસ્તે બાલકે બૂમાબૂમ કરી મૂકી. વૃદ્ધ કાકી નમતા તાપે બગાસાં ખાઇ રહ્યાં હતાં. તે કકલાણ સાંભળતાં જ ગાજી ઉઠયાં. "અલિ સરૂ ! એને મારે છે કેમ ?"

"મારૂં નહિ તો શું કરૂં !" સરોજે સામો પ્રશ્ન કર્યો. "એ કહ્યા વિના તલાવે રમવા નાસી ગયો હતો. કોઇ દિવસ બૂડી જ મરવાનો છે."

"પણ હું તલાવે ગયો જ નથી," કનુ બરાડયો, "હું તો બકરીના બચ્ચા સાથે રમતો હતો." આગળ બોલે તે પહેલાં સરોજે

એનો કાન જરા ડીક ઠીક આમળ્યો. છોકરો મુસલમાનને ઘેર રમવા ગયો હતો એવી કાકીને ખબર પડે તો જોયા જેવું જ કરી મૂકે.

"સરૂ !" વૃદ્ધાએ ઘાંટો પાડયો, "તું ય કેવી છે તે ? આટલું એક બાલક જીવવા પામ્યું છે તોય એને રાત દિવસ ટીપ ટીપ કરે છે ?" વળી પાછાં કાકી અગાસે ચઢયાં. સારૂં થયું કે એટલા ટુંકા સંભાષણે જ પત્યું. સરોજ શૂન્ય હૃદયા બની ગઇ. બાલકને ત્યાં જ પડતો મૂકી શયન મંદિરમાં છૂપાઈ ગઈ.

સરોજનું સાસરૂં પાસેના ગામડામાં જ હતું. લગ્ન પછી સરોજે દર વર્ષે નિયમિત એક વાર પીયેર આવવાનું રાખ્યું હતું. પછી જેમ જેમ વસ્તાર વધતો ગયો તેમ તેમ એ નિયમ તૂટતો ગયો. આ વેળા તે પાંચ વર્ષે પીયેર આવી હતી. પરંતુ એ નાનકડા ગાળામાં ય એના નાજુક મસ્તક પર સુખ દુઃખની અનેક ઝડીઓ વરસી ગઇ હતી. એનાં ત્રણ સંતાનમાંથી બે પરલોક સંચર્યા હતાં. બાકી રહેલા બાલક માટે પણ એને અવાર નવાર અમંગલ શંકાઓ થયા કરતી. કમભાગીને કરમે પ્રભુ કનુ ને ય નહિ રહેવા દે !!! તેથી એ બાલ પ્રભુની વેદી આગળ તે ઘણી યે વાર હૃદય ભંડાર વહેવરાવવા ઇચ્છતીઃ પણ ભયથી પાછી પડતી. એટલે બાલક તરફની એની વર્તણુંક અતિશય વિચિત્ર બની જવા પામી હતી. કોઈવાર તે કનુને સ્નેહ સાગરે સ્નાન કરાવતી, કોઇ વાર મારતી, કોઇ વાર તુચ્છકારતી. કનુને એના પિતાજી સાથે રહેવાનું નહોતું ગમતું. ત્યાં એની માતાના પંજામાંથી એ છટકી શકતો નહિ. એની સ્વચ્છંદી વર્તણુંકને તાબે થવું પડતું. ઘરના નોકરો એને ઘેરી વળતા. ઘર બહાર પગ મૂકતાં પહેલાં એને પકડીને પિંજરે પૂરી દેવામાં આવતો.

પરંતુ સરોજ પીયેર આવી એટલે એણે છૂટકારાનો દમ ખેંચ્યો. એની માતાનો ઘણો ખરો સમય સરખી સાહેલીઓ સાથે બાજી રમવામાં જતો. ફુરસદનો સમય તે ભાભીઓ સાથે ગપ્પાં મારવામાં ગાળતી. કનુ પર નજર રાખવાની એને નવરાસ નહોતી. સામાન્ય

સ્થિતિ હોવાથી નોકરોનો ત્રાસ નહોતો. એક વાર જો માતા કનેથી છટકાય તો એને કોઈ રોકનાર નહોતું.

કનુએ તો એ સ્વતંત્રતાનો પૂરેપૂરો લાભ લેવા માંડયો. પાડોશના બાલ મંડળમાં એણે સ્વેચ્છાએ ઝંપલાવ્યું. ન્યાત જાતની એને પરવા નહોતી. છન્નુ મીયાનાં બાલકો તો એનાં ખાસ મિત્રો થઈ પડયાં. અન્ય સહચરોની સંખ્યાનો પણ સુમાર નહોતો. કુરકુરીયાં, બીલાડીનાં બચ્ચાં, બકરીનાં બચ્ચાં ઇત્યાદિ એને અનેરો આનંદ આપતાં. એક નાનકડું બકરીનું બચ્ચુ તો એને પ્રાણથી પણ પ્રિય હતું; એણે તેનું નામ પનુ પાડયું હતું. કનુ પનુની જોડી ભાગ્યે જ છૂટી પડતી. હમણાં જ નવો કરાવેલો કોટ કનુએ પનુને બક્ષિસ કર્યો હતો. એની માતાને એ વાતની ખબર પડી કે તુરત જ એ કોટ ઠેકાણે પડી ગયો નહિ તો કનુભાઈ એનો કદાપિ ઉપયોગ કરી શકત નહિ પણ એટલેથી કનુજી હિંમત હારે તેમ નહોતા. એમણે પોતાના બુટ પનુને ભેટ ધરવા વિચાર કર્યો પરંતુ પનુને બુટ કેમ પહેરાવવા તે કોયડો નહિ ઉકલવાથી એ માથાકુટ છોડી દેવી પડી.

પરંતુ એના માતામહના ઘરની ધર્માંધતા કનુને ત્રાસદાયક થઈ પડતી. વારંવાર એને છન્નુ મીયાંને ઘેરથી પાછો પકડી લાવવામાં આવતો. વારંવાર એને નવરાવી પવિત્ર કરવામાં આવતો. સરોજ જાતે એ વાત મનમાં બહુ આણતી નહિ પરંતુ વૃદ્ધ કાકીથી તે ઘણી જ ડરતી. એમનાં ફરમાનો આગળ એનું કશું જ ચાલતું નહિ. છતાં ય તે લાંબે ગાળે પાછી ફરી હોવાથી દિવસનો મોટો ભાગ સખી મંડળમાં ઘૂમવામાં જતો ને કનુ સ્વછંદે ભમી શકતો.

દીપાવલીના ટુંકા દિવસો તો ઝપ ઝપ પસાર થઇ ગયા. સરોજને પાછા વળવાનો દિવસ પણ આવી ઉભો. પીયેર આવવાની રજા જ મુશ્કેલીએ મળતી. આ વેળા પણ એની નણંદ સાસરે જાય ત્યાર પહેલાં પાછા વળવાનું તેણે વચન આપ્યું હતું. એટલાં સદભાગ્ય કે સરોજની ગેરહાજરીમાં ઘર સંભાળી લેવા તેણે કૃપા કરી હતી.

વિદાયની વસમી વિપળ આવી ઉભી. છન્નુ મીયાંને ઘેરથી કનુને પાછો આણતાં ઘણી જ તકલીફ પડી. એ તો પનુને બાઝી જ પડયો. છોડાવ્યો છૂટે જ નહિ. વૃદ્ધ મીયાંને પણ એ બાલકનો સદ્ભાવ જોઇ લાગણી થઈ આવી, "બાઇ! આ બચ્ચાને કનુ માટે લઈ જાવ."

"શું કરવા ?" છન્નુ મીયાંના અવિનયથી સરોજનું નાક ચઢયું. "કનુ! છોડી દે" તે તડૂકી. બાલકને તેણે મહા પરાણે ઘસડવા માંડયો. "આ બચ્ચાને લઇ લે" તેણે વૃદ્ધને હુકમ કર્યો, "એ બચ્ચું નજર બહાર નહિ થાય ત્યાં સુધી કનુ ઝંપવાનો નથી."

સરોજ ગાડીમાં ચઢી. વૃદ્ધ કાકીએ શિખામણ દીધી, "બેટા! કનુને મારીશ નહિ હોં! પ્રભુએ એ એકલા બાલકને જ આપણે આંગણે રહેવા દીધો છે. તું બ્રાહ્મણને ઘેર જન્મી છે. બ્રાહ્મણ પેઠે વર્તવાનું ચૂકતી નહિ. હલકા વર્ણમાં બહુ ભળતી નહિ. એ પાપ છે."

૨

સરોજને સાસરે કનુને ગમ્યું જ નહિ. સંધ્યા કાળે સરોજ દૂધ પાવા ગઇ. ત્યારે તે ખંડના ખૂણામાં ચુપ ચુપ બેઠેલો જણાયો. "કાંઇ થાય છે?" સરોજે આતુરતાથી પૂછ્યું. બાલકે માથું ધુણાવ્યું

"ત્યારે આમ મોઢું ચઢાવીને કેમ બેઠો છું?"

"મને ભૂખ લાગી છે." તે ઓચિંતો ગાજી ઉઠયો.

સરોજે દૂધનો પ્યાલો તેની આગળ ધર્યો. "ભૂખ લાગે તો બોલતાં શું થાય છે? કામ વગર તો ઘણીયે પટ પટ કર્યા કરે છે. કાંઈ જોઈતું કરતું હોય તો મગાય નહિ?"

કનુએ પ્યાલો પાછો ઠેલ્યો. મહા મહેનતે એક બે ઘૂંટડા તેણે ગળે ઉતાર્યા હતા. "બસ!" સરોજે પ્રશ્ન કર્યો.

"દૂધ ખરાબ છે, મારે નથી પીવું" કનુએ મોં કટાણું કર્યું.

"ખરાબ!" તેની માતા હબકી ગઇ. "તને થયું છે શું? જે આપીએ તે બધું જ ખરાબ!" તે દૂધનો પ્યાલો લઇ ચાલી ગઇ.

પતિરાજ પધાર્યા કે પત્નીએ ફરિયાદ રજુ કરી," તમે કનુની જરા ય સંભાળ નથી લેતા. દિવસે દિવસે એ બહુ જ વિચિત્ર થતો જાય છે. કશું ય ખાતો જ નથી. ખાધા પીધા વિના એ કુમળું ફુલ કયાં સુધી ટકશે?"

"ને આપ શું કરો છો?" પતિએ તપી જઇ જવાબ વાળ્યો. "મારે તે ધંધો કરવો કે છોકરાં સંભાળવાં? આપ મારૂં કામ સંભાળી લો એટલે બાલકને રાખવામાં મને જરા ય વાંધો નહિ આવે."

આંસુભીનાં નયને સરોજ પાછી પડી. દિલાસાને બદલે ડામ મળ્યો. એનું હૃદય ભરાઇ આવ્યું. બાલકના ભયંકર ભાવિના ભણકાર થયા. પતિની બેદરકારીથી તે ધુંધવાઇ રહી.

કનુ દિન પ્રતિદિન વધારે ને વધારે વિચિત્ર થતો ગયો. ખાય નહિ, નહાય નહિ, ઉંઘે પણ નહિ. પહેલાં તે વહેલો સૂઇ જતો. આખી ય રાત ઝંપતો. હવે તે અવાર નવાર ઝબકી ઉઠતો. કેટલી ય કડાકુટ કરાવતો.

એક દિવસ સરોજે જાગીને જોયું તો કનુ તાવે ફફડતો હતો. કાચી વયમાં સરોજ ઘણા ય વિષાદ પ્રસંગો સહી ચુકી હતી. ભવિષ્યના ભયથી તે લગભગ ગાંડી જ બની ગઇ. તેણે નિદ્રાધીન પતિને હચમચાવી નાંખ્યા. "ઉઠોને! કનુને તાવ આવ્યો છે."

"બરાબર જોયું?" પતિએ ઉંઘમાં જ પુછ્યું.

"મેં તો બધું ય જોયું છે," સરોજે રડી દીધું. "ઉઠો ને. જરા જુઓ તો ખરા."

કનુના પિતાએ ઉઠી તેને બરાબર તપાસ્યો. પછી કોટ પહેરતાં તે બોલ્યા, "કશું ય ખવરાવીશ નહિ; હું દાક્તરને બોલાવી લાવું છું."

તે ગયા. સર્વત્ર શ્યામળી વિષાદ છાયા પ્રસરતી જણાઇ. સરોજ બાલક પાસે બેઠી. ભયભીત થવું પણ તેને અકારૂં થઇ પડ્યું.

થોડી જ વારમાં દાક્તર આવી પહોંચ્યા; કનુને તપાસી, દવા આપી, વિદાય થયા. બંનેએ અંગ્રેજીમાં જ વાતો કરી. સરોજના દિલમાં તેલ રેડાયું, "દાક્તરે શું કહ્યું ?" તેણે પુછ્યું.

"કાંઈ નહિ." ટુંકો જવાબ મળ્યો, "ઋતુ ખરાબ છે. આપણે જરા વધારે સાવધ રહેવાની જરૂર છે." સરોજ કંઈક પૂછશે એવા ભયથી તેનો પતિ બહાર ચાલ્યો ગયો.

આખો દિવસ સરોજને જરા પણ ચેન પડયું નહિ. કાંઇ સુઝ પડી નહિ; તેણે ખાધું પણ નહિ. સદ્‌ભાગ્યે હજી નણંદ ત્યાં જ હતાં નહિ તો આખા ય ઘરમાં અવ્યવસ્થાનું સામ્રાજ્ય પ્રસરી રહેત. બીજે પ્રભાતે તાવ મપાયો. હજી કશો ય ફરક નહોતો. એ યુવાન યુગલે યમરાજની એવી તો સારી ઓળખાણ કરી મૂકી હતી કે આ પરિસ્થિતિમાં તેઓ તદ્દન જ મૂક બની ગયાં.

થોડી વારે કનુએ આંખ ઉઘાડી, "બા ! ભાત ખાવો છે."

"કનુ ! હજી ભાતની વાર છે. જરા દૂધ પી તો ! ભાત પછી આપીશ હોં ! ભાઈ ! ડાહ્યો થઈ જા તો ! ! !" સરોજે તેનું કપાળ પસવાર્યું. પરંતુ કનુને ડાહ્યા થવાની જરા ય પરવા નહોતી. તે માથું ધુણાવી રડી ઉઠયો, "મારે દૂધ નથી જોઇતું. મારે તો ભાત ખાવો છે. દાદાજીને ઘેર ચાલ. ત્યાં ઘણો ય ભાત છે."

"પણ ભાત કરી આપું છું, ભાઇ !" સરોજે સમજાવવા માંડયું, "ભાત થાય ત્યાં સુધી તો જરાક દૂધ પી લે."

આજે કનુ સમજી જાય તેમ નહોતો. તેણે દૂધનો પ્યાલો હડસેલી દીધો. તે ફરીથી રડવા લાગ્યો, "મારે દાદાજીને ઘેર જવું છે."

"જઇશું, ભાઇ ! કાલે જ જઈશું." માતા વિહ્વલ બની, "પહેલાં તું સાજો થઇ જા ને !"

પરંતુ સાજા થવાનું એક પણ ચિહ્ન જણાયું નહિ. તાવ વધતો જ ગયો. ગુંચવણો પણ વધતી જ ચાલી. સરોજે પણ રોકકળ શરૂ કરી. અંતે તેના પતિ એક પ્રખ્યાત દાકતરને બોલાવી લાવ્યા. એમણે

કેટલી ય દવા લખી આપી. પણ એથી કાંઇ જ વળ્યું નહિ. બાલક નિસ્તેજ બનતું ગયું. હવે તો કનુ બોલતો ય નહિ. રડતો પણ નહિ.

ગામમાં એક વૃદ્ધ વૈદ્ય હતો સરોજ તેની પાસે ગઇ; પોતાનું દુઃખ રડી. વૈદ્યે આશ્વાસન દીધું, "જો બહેન ! હું દવા આપું પરંતુ દાકતરની દવા સાથે મારા વૈદાનો મેળ ન ખાય."

"દાકતરની દવા બંધ કરીશ"

સરોજ દવા લઇ ઘેર આવી. તેના પતિએ દાકતરની દવા ક્યારની ય પાઇ દીધા હતી. બે સારી દવાઓથી બમણો ફાયદો થાય એવી માન્યતાથી સરોજે વૈદની દવા પણ પાઇ. આમ કેટલી ય વાર બન્યું. તાવે નમતું ન જ મૂક્યું.

એક પરોઢે સરોજને ખરાબ સ્વપ્ન આવ્યું. તે રડતી રડતી જ જાગી ઉઠી. નિદ્રાધીન પતિ તરફ દોડી. "જરા બાલકને જોજો હું કાલીના મંદિરે જાઉં છું."

"કંઇ એ નથી જવું. કનુનું દૂધ કર."

સરોજે કશું:ય સાંભળ્યું નહિ.

ઘણી જ મોડી તે પાછી વળી. એ બધો સમય તે તન મનથી કાલી દેવીની પ્રાર્થના કરવામાં રોકાઇ હતી. એને સમયનું ભાન નહોતું. બાલકને દૂધ પાવાનું ય તે વિસરી ગઇ હતી.

એના પતિના ક્રોધનો પાર નહોતો. "અત્યાર સુધી ક્યાં ગઇ હતી ? બાલક ભૂખે રડયા કરે ને બાઇ સાહેબને જરા ય પરવા નહિ."

સરોજ ભયથી કંપી રહી. રખેને પતિના કોપથી કાલી માતાને રોષ ચડે ! એકદમ તેણે વાત બદલી. "કનુ સાજો થાય માટે બકરીના બચ્ચાનું બલિદાન દેવાની બાધા રાખી આવી છું. તમે એને દૂધ પાયું કે હું લઇ આવું ?

પતિ તો હજી ય અણગમાથી ધુંધવાઇ રહ્યો.

"બાલક અત્યાર સુધી ભૂખે મરી ન જાય ? અર્ધું દૂધ બગડ્યું થોડું'ક ઉભરાઇ ગયું. મારો હાથ પણ બળી રહ્યો છે."

સરોજ આખી રાત જાગી. અવાર નવાર તેની આંખ ઘેરાતી પરંતુ ગઇ રાતના ભયંકર સ્વપ્નથી તે સ્વપ્ન સૃષ્ટિથી પણ દૂર ભાગતી.

પ્રાચી દિશા અરુણોદયથી કુંકુમવર્ણી બની. એકાએક સરોજને નિરાંત વળી. તે કનુ પાસે દોડી. તેના કપાળે હાથ મૂકયો. તાવ ઉતરતો જણાયો. એના માન્યામાં પણ ન આવ્યું. એના કમભાગ્યે સદ્‌ભાગ્યની વિરલ ક્ષણો પરની શ્રદ્ધા પણ ઉરાડી મૂકી હતી. એણે બાલકના દિલે હાથ ફેરવ્યો. તાવ ઓછો જણાયો. તુરત સરોજે પતિને જગાડયા, "કનુને જુઓ જોય–"

"કેમ? કેમ?" તેના પતિ ભયથી બેઠા થઇ ગયા, "તાવ વધારે છે?"

"ના" સરોજ બોલી. "મને ઉતરતો લાગે છે. તમે જુઓ તો–"

તે થર્મોમીટર લઇ આવ્યા. બાલક કને ગયા. સરોજ આતુરતાથી જોઇ રહી. એનાં નયનમાં આશા નિરાશા તરવરી રહી. જીવન મરણને ઝૂલે એનો વહાલસોયો કનુ ઝોલાં ખાતો હતો. એનો પતિ દિવા નજીક ગયો. લાંબા સમય સુધી થર્મોમીટર ધારીને તપાસ્યું. એની પત્નીને ધ્રાસકો પડયો. "આટલી બધી વાર શું જુઓ છો? તાવ નથી ઉતર્યો? કેમ બોલતા નથી?"

સરોજનું વદન ભયથી ફીકકું પડી ગયું હતું. "ગભરાઇશ નહિ" ભય પામે તેના પતિએ ધીમેથી જવાબ દીધો, "આમ કર્યે શું વળવાનું છે? આમ બાલક પેઠે રડે છે શું? કનુનો તાવ ઉતરી ગયો છે. જો." એમ કહી તેણે થર્મોમીટર સરોજ તરફ ધર્યું. ખરે જ! તાવ ઉતરી ગયો હતો.

સરોજ ઉઠી. પથારીમાં જઇ પડી. એની ચિંતા અશ્રુ સ્વરુપે વહી ચાલી. તેનો પતિ તેની બાજુએ જઇ બેઠો. તેનું માથું પસવાર્યું.

ખરે જ કનુનો તાવ ઉતરી ગયો હતો ધીમે ધીમે તે સાજો થયો. વાતો પણ કરવા લાગ્યો. ના પાડેલી ચીજો માગતો. માતા સાથે લડતો. ખંડ બહાર દોડી જવા મથતો. સરોજે વૈતરાનું કામ કરવા

માંડયું હતું. કેટલી એ રાત્રિઓ તે ઉંઘી નહોતી. તન મનના થાકની યે તેણે જરા ય પરવા કરી નહોતી. પરંતુ હવે એકાએક તેની તમામ શકિત સરી જતી જણાઇ. સવારે તે મહા મહેનતે પથારીમાંથી ઉઠતી. આખો દિવસ થાકેલી ને ઉંઘે ઘેરાયલી લાગતી. રસોડામાં ચુલા આગળ પણ ઝોકાં ખાતી. એની રસોઇમાં પણ ભલિવાર આવતો નહિ.

"આજથી તું રાંધીશ નહિ," એક દિવસ તેના પતિએ સાફ જણાવી દેવું પડયું, "આમ તો કોઇ દિવસ બળી મરાય. મેં રસોઇયાની ગોઠવણ કરી છે. કનુને હવા ફેરની જરૂર છે. તારે પણ આરામ વિના સિદ્ધિ નથી."

જરા પણ હવા ફેર વિના જ કનુ સાજો થયો. સરોજને આખો દિવસ સાવધ રહેવું પડતું. રખેને થાપ આપી કનુ ઘર બહાર છટકી જાય. હવે તેને રસોઇ કરવાની નહોતી છતાં ય કનુ જેવા તોફાની બાલકની સંભાળ લેવામાં જ તે અતિશય શ્રમિત થઇ જતી. જરા જરામાં કંટાળતી. મારવાની પુરાણી રીત પણ ઘણી વાર અણધારી હાથે ચઢી જતી; પરંતુ કેટલી યે વાર મારવા ઉગામેલો હાથ અદ્ધર જ થંભી જતો. બાકી રહેલું આ એક પુરૂં બાલક પણ થોડા જ દિવસ પહેલાં એને ત્યાગી જવા તૈયારી કરી રહ્યું હતું. એ કમભાગી માતાને પજવવા દેવીની કૃપા વિના કોઇ જ રહ્યું ન હોત. દરેક વેળા કનુ નીચો વળી, માથું નમાવી ધપો ખાવા તૈયાર થઇ જતો; પરંતુ ઉગામેલો હાથ અધવચ અટકી જતાં તે આશ્ચર્ય મુગ્ધ બની જતો. માતાની વર્તણુંક વિરુદ્ધ પોકાર ઉઠાવવા કંઠે આવેલો સ્વર ક્યાં ય પાછો સરી જતો.

આમ કેટલાક દિવસ વહી ગયા. એક દિવસ સરોજે પતિ આગળ વાત કાઢી. "નિરાંતે કેમ બેઠા છો? મુખ્ય કામ તો હજી બાકી રહી ગયું છે. ભૂલી ગયા કે શું?"

"શું?" પતિએ પ્રશ્ન કર્યો.

"બકરીના બચ્ચાનું બલિદાન. કાલી દેવીનું ઋણ ચૂકવવા આપણે સત્વર તૈયાર થવું જોઇએ.

"ઠીક," પતિએ ટુંકામાં જ પતવ્યું. બીજે દિવસે સવારે દૂધ પી કનુ બહાર આવ્યો કે ઉલ્લાસથી ગાજી ઉઠયો, "બા! બા! પનુ આવ્યો."

સરોજ એના અણધાર્યા ઉલ્લાસથી બહાર દોડી આવી. શુક્રવારીમાંથી બકરીનું બચ્ચું લઈ આવવા પટાવાળાને મોકલવામાં આવ્યો હતો. સરોજ એથી અજાણ હતી. કનુની આલ્હાદ ગર્જનાથી તે બહાર દોડી આવી તો ખરી, પરંતુ સામેના દશ્યથી તે અસ્વસ્થ બની ગઈ.

કનુએ પનુને બાથમાં લીધો હતો. એના આનંદનો પાર નહોતો. ઘાસ ખવરાવતો. પીઠ થાબડતો. હાથમાં ઉચકવા પ્રયત્ન કરતો. પનુને એવાં ગેલ ગમતાં તો નહિ છતાં ય બેદરકાર બની અપાતું ખાવાનું ખલાસ કરવા ખાસ ધ્યાન આપતો. એ જોતાં જ સરોજને ધ્રાસકો પડયો. એ બચ્ચાથી કનુને છૂટો કેમ પડાશે? શું થશે? એ બચ્ચું બલિદાન માટે નિર્માણ થઇ ચુકયું હતું. એનું બલિદાન અપાવવું જ પડે. અન્યથા વિચાર કરવો એ પણ મહા પાપ લેખાય. કનુના ભાવિ સુખ માટે તે ભલે ક્ષણ ભર દુઃખી થાય.

તેણે બાલકનું દિલ બદલવા પ્રયત્ન આદર્યો. "ગાંડો છે ગાંડો. પનુ અહીં કયાંથી આવે? આવડો મોટો શી રીતે થઇ જાય?"

માતાના અજ્ઞાન પર કનુ તુચ્છકારથી હસ્યો. "જા જા! એ જ પનુ છે. તું એમ ધારે છે કે હું તેને ઓળખી શકતો નથી? જો, આ રહ્યા મારા નુપૂરના કાપ." કનુને સમજાવી શકશે એમ સરોજે આશા રાખી હતી પરંતુ તેનો પરાજય થયો. તેને વીલે મોઢે પાછા ફરવાની ફરજ પડી.

એ દિવસે કનુએ કોઇને ય પજવ્યા નહિ. પનુને પડખેથી એક ક્ષણ પણ તે દૂર થયો નહિ. બચ્ચાની એવી તો સારી સંભાળ લેવામાં આવી કે તે ભય ને અસ્વસ્થતાથી પોકારવા લાગ્યું. રાત્રે પણ તે કનુની પડખે પથારીમાં જ નજરે પડયું. કનુને બે ચાર

ટાપલીઓ ખાવી પડી પણ તેથી એનો ઉત્સાહ નરમ પડયો નહિ. એ પણ પનુની સાથે વાડામાં ઘાસની પથારીમાં સુવા ગયો ત્યારે જ જંપ્યો. સરોજને ફરી પરાજય કબુલવો પડયો. પનુને અંદર દ્વાર પાસે બાંધવાની વ્યવસ્થા કરવી પડી. બીજે દિવસે જ બલિદાન દેવાનું હતું. કનુને કેમ સમજાવવો? એની માતા તો ભારે મુંઝવણમાં આવી પડી. અંતે કનુ ઉઠે ત્યાર પહેલાં જ પનુને ખસેડી લેવાની વ્યવસ્થા કરવામાં આવી.

પરંતુ કનુ માતાથી પણ ચાલાક નિવડયો. એની પાલક ઉર્મિએ એ ભયની પ્રથમથી જ આગાહી કરી દીધી હોય એમ બન્યું. સરોજ વહેલી ઉઠી પણ પનુ યથાસ્થાને ન મળે. એના દિલમાં નિરાશા પ્રસરી રહી. પથારીમાં જોયું તો કનુ પણ ગુમ. બન્ને સાથે જ હોવા જોઇએ. તેણે નોકરને શોધવા દોડાવ્યા. સરોજ મુખ્ય દ્વાર આગળ જ થંભી ગઇ. ગુમ થયેલાંની આતુર હૃદયે પ્રતીક્ષા કરી રહી.

પરંતુ કોઇનું ય નામનિશાન ન મળે. મંદિરમાંથી સંદેશો પણ આવી ગયો. બલિદાનની વેળા પણ થઇ ચુકી. સર્વ સામગ્રી લઇ બલિદાન સાથે હવે પ્રસ્થાન કરવું જ જોઇએ પણ એ કેમ બને? કનુ કે પનુ જડે નહિ ત્યાં સુધી ધમપછાડા કર્યે શું વળે? મહા મહેનતે સરોજ મુખ્ય દ્વારથી ખસી. સામગ્રી તૈયાર કરી. સ્નાનાદિથી પરવારી વસ્ત્રાલંકાર સજ્યા. એના પતિ પણ તૈયાર થયા.

એ જ ક્ષણે મુખ્ય દ્વાર આગળ કોલાહલ થયો. બાળકનું રૂદન ને બચ્ચાની ચિચીઆરી. બધાં ય દ્વાર તરફ દોડયા. એક નોકર કનુની બાથમાંથી પનુને છોડાવવા મથતો હતો. કનુ એને બાઝી રહી રડતો હતો.

સરોજ કનુ પાસે દોડી. નોકરે બચ્ચું ઝુટાવી લીધું ને પસાર થઇ ગયો. કનુએ કકલાણુ કરી મૂકયું. ગાંડા માફક વાળ વીંખ્યા. "હું પનુને નહિ મરવા દઉં," તે પોકારી રહ્યો. કનુએ કેમ જાણ્યું તે સરોજથી ન સમજાયું. એણે કનુને સમજાવવા કાંઇ કાંઇ વાર્તા

કર્યાં. પનુને કોઇ નહિ મારે એવી ખાત્રી આપી. "એ ગંદો હતો ને એટલે તેને નવરાવવા લઇ ગયા છે,"

પરંતુ કનુના પછાડા નરમ પડયા નહિ. "તું જુઠું બોલે છે," તે બરાડી ઉઠયો. "હું એને નહિ મરવા દઉં."

સરોજ મોડી પડી. કનુને શાંત પાડી શકી નહિ. એને રડતો મૂકીને જ તેને મંદિરે જવું પડયું. પૂજારી વાટ જોઇ કંટાળ્યો હતો. સરોજ આવતાં જ ક્રિયા શરૂ થઇ. પૂર્ણાહુતિ પણ જલદી જ અપાઇ ગઇ.

પાછા ફરતાં સરોજનું હૈયું ભરાઇ આવ્યું. અનેક અમંગલ શંકાઓ ઉભરાવા લાગી. ઘર નજરે ચઢતાં પહેલાંજ કનુનું આક્રંદ તેને મુંઝાવવા લાગ્યું. આંગણામાં જ ખબર મળી કનુ પડી ગયો હતો. કપાળે સખત વાગ્યું હતું. કોઇ પણ ઉપાયે ખાવા પણ તૈયાર નહોતો; સરોજ અંદર દોડી. તેની નણંદ કનુને પડખે બેઠી હતી. એને ઉંઘાડવા મથતી હતી. એને કપાળે પાટો હતો. અંદરનો લાલ ડાઘ સ્પષ્ટ થતો જતો હતો.

સરોજ ઠંડીગાર બની ગઇ. મંદિરમાં હમણાં જ નિહાળેલો રક્ત પ્રવાહ એના બાલકના કપાળેથી વહી રહ્યો હતો બાલકના જ ભલા સારુ એણે કાલીમાતાને ચરણે રક્ત રેડયું હતું પરંતુ ત્યાં તો એના જ બાલકનું લોહી રેડાયું હતું. એના નયન દ્વયે આંસુ ઉભરાર્યાં. ધડકતા હ્રદયે તે કાલીની પ્રાર્થના કરી રહી. બાલકના ઉન્માદ માટે ક્ષમા યાચી રહી.

એનો પતિ ફરવા ગયો હતો. પાછાં ફરતાં સરોજને આંસુ ભીની દીઠી. તે વિસ્મિત થયો. "શું છે?"

"અંદર જાઓ." સરોજથી વધારે ન બોલાયું. તેના પતિ અંદર દોડયા. તુરત જ પાછા ફર્યા. "તાવ આવે તો દાક્તરને બોલાવવાનું પણ ભાન નથી? આટઆટલા નોકરો છે. દાક્તરનું ઘર પણ બધાં યે જોયેલું છે."

"વળી પાછો તાવ!" સરોજનું વદન ફિક્કું પડી ગયું.

એના પતિ ચીઢાયા. "એટલું ય જાણતી નહોતી? ત્યારે રડતી'તી શાની? ચાલ, અંદર જા. કનુ પાસે બેસ. હું દાક્તરને બોલાવી લાવું છું બચ્ચાંને ઝૂંટાવી લેવા બધાં ય દોઢ ડાહ્યાં થયાં હતાં દુનિયામાં બીજાં બચ્ચાં જ ન મળત."

"એમ ન બોલો," સરોજ કરગરી પડી. "એ બચ્ચું જ બલિદાન અર્થે નિર્માયલું હતું. એને કેમ બચાવાય?"

"બહુ સારું, હવે ભોગવજો." તે ગયા. સરોજ રડી રહી.

દાક્તર આવ્યા, "ફરી ઉથલો?" તે ગંભીર બન્યા, "આવા કુમળા ફુલ પર બબ્બે ઉથલાનો ભાર! ને તે ય આટલા ટુંકા ગાળામાં! ખૂબ સંભાળ રાખજો. આ દવા તુરત મંગાવો. બાલકને જરા ય હાલવા ન દેશો. એને ખૂબ ઓઢાડી રાખજો."

સરોજ મૂઢ બની ગઇ. તેના પતિ ઓફીસે જઇ શકયા નહિ. બન્ને કનુની પડખે બેસી રહ્યાં. બાલક અસ્વસ્થ હતું. શાંત પડી રહી શકતું પણ નહિ. દવા પણ લેતું નહિ. આક્રંદ ચાલુ જ હતું. તાવ વધ્યો. અશક્તિએ બાલકને નરમ પાડયો.

ત્રીજે પ્રભાતે તે ઓચિંતો ઝબકી ઉઠયો. "પનુ લાવો."

"બેટા! સાજો થા. પનુને જરૂર લઇ આવીશું," એના પિતાએ તેનું વદન પસવાર્યું. પરંતુ પુત્રે તેમનો હાથ દૂર કર્યો. "ના, ના, તમે તો નહિ લાવો. તમે કયાંથી લાવો? તમે તો એને મારી નાંખ્યો."

સરોજ અતિશય શ્રમિત થઇ તંદ્રામાં પડી હતી. તેને સ્વપ્ન આવ્યું. મહા કાલી પોકારી રહી હતીઃ—

"વિલંબ થાય છે. મારૂં બલિદાન કયાં?"

એના પતિના આર્તનાદે તે ઝબકી ઉઠી. બાલક બાલ સખાની શોધમાં વિદાય થયો હતો. પનુને પહેરાવેલો નવો કોટ પરિધાન કરી કનુ પણ છેલ્લા પ્રવાસે નિકળી ચૂકયો.



### કર્તાની અન્ય કૃતિઓ

## નાગાનંદ

શ્રી હર્ષ રચિત પંચાંકી નાટક

## ગુલછડી

બાલકોનાં માનીતાં કાવ્યો ને વાર્તાઓ

## પુષ્પાંજલિ

બંકિમ કૃત કથાનકો

# અમારાં રાષ્ટ્રીય પ્રકાશનો

**આખરી ફેંસલો**

પૂર્ણ સ્વરાજ્યની છેવટની લડાઇને લગતા મહાત્મા ગાંધીજીના લેખો ને ભાષણો. ૧।

**સંપૂર્ણ દારૂનિષેધ**

૧૯૨૧થી ૧૯૩૦ સુધીમાં દારૂનિષેધ
ઉપર મહાત્મા ગાંધીએ લખેલા લેખોનો સંગ્રહ ০॥

**હિંદુસ્થાનના વેપાર ઉદ્યોગનો નાશ**

શ્રી બી. ડી. બસુના પુસ્તકના અનુવાદક
ગોપાળદાસ જીવાભાઇ પટેલ. (ગૂજરાત વિદ્યાપીઠ) ০॥

**હૃદયપલટો**

(પ્રેમચંદજી) ০)–

**પ્લાસીનું યુદ્ધ**

ગોપાલદાસ જીવાભાઇ પટેલ ০।

**બેવડું પાપ યાને હિંદુસ્તાનની પાયમાલી ,,** ০।=

---

**આઝાદીનો જંગ**

રશિયાની દેશભક્તિ સમજાવતી અપૂર્વ વાર્તા ૧॥